ચુ (૩૨૮)-'L. ડા. ૨. સોંગબુક-રાગ-બિહાગ, તાલ એકતાલા.

ચુરીયા મોરી કરકાઈ-અરેહાં સૈંચારે-ચુરીયા મોરી કરકાઈ,
ચાલ હટો મોરી બૈયાં ન પકડો-હાયરે કલેયા મુર કાંઈ-અરે.
સાંવરી સખી ચિતવન ઓર હય, કુલત મુખ ઝાત પ્યારેદ્
જાઓ જાઓ કાહે મોરી નીંદયાં ઉચટાઈ.-અરેહાં.

ચે (૩૨૯)--રામવર્મા--ઉપદેશ રાય-લાવણી.

ચેતો ચેતો જલ્દ મુસાફિર ગાડી જાને વાલી હય,
લાઇન કિલીયર લેનેકો તૈયાર ગાર્ડ બનમાળી હય...ટેક.
પાંચ ધાતુકી રેલ હય જીસીકો મન-અંજન લે જાતા હય,
ઇન્દ્રી ગણુકે પૈહોંસે વહ ખુબહી તેજ ચલાતા હય.
માલ હજારો ચલને પર ભી, થકને વહ નહીં પાતા હય,
કઠિન બજ્ર લોહે જૈસા હોકર ચંચલતા દિખલતા હય.
બડે ગાર્ડ બનમાળીસે હોતી ઇસિકી રખવાલી હય. ૧ ચેતો ચેતો.
આઠ પૈહર દિનિહીમેં સંચરે રેલ સહિત યહ અંજન હય,
કર્મ ઉપાસના જ્ઞાન ટિકટ ધર લેતા ટિકટ હર ઇકિજન હય.
ફસ્ટ સેકંડ અરૂ થર્ડ કલાસ લે જીતના પલ્લે શુભ ધન હય,
બૈઠ ન પાવે હરગિજ વહનર જો ઇત જરસે ખાલી હય-૨-ચેતો.
રેહ ગીરીકો લલચાનેકો નાના રૂપમે સજતી હય,
તીન ગંટિકા બાલ તરણુ ઓર જરા ભી ઇસમેં બજતી હય.
તીસરી ઘંટી હોને પર ઝટ ઝગહકો ચલતી બજતી હય,
આતે જાતે સીટી દેકર રોતી ચિલ્લાતી હય;
ધર્મ સનાતન લાઇન છોડકે નિપટ બિગડને વાલી હય.-૩-ચેતો.
પાપ પુન્ય કે બારકા બંડલ અકસર સાથ હી રખતે હય,
કામ ક્રોધ લોભાદીક ડાકું ખડે સાહમેં તકતે હય.
અસ્ટેશન ઇસ્ટેશન પર રાગાદિક રિપુ ભટકતે હય,
પુલિસમૈન સદ્ગુરૂ ઊપદેશક રક્ષા સબકી કરતે હય.-૪-ચેતો.

(૩૩૦)—જયદેવ—

ચેતા ચિતે બ્રહ્મચારી છુરી છે નારી કટારી નાંખ્યા હજારોને મારી.
લોહનાં કરતાં લાખો ગુણી છે ભય કરનારી ભારી—બાવાજી.
જખમ રૂઝાતો નથી જરી એનો (૨) જોઓ હાકેમો હારી.—છુરી.
અલગ રહેજો અહોનિશ એથી (૨) અંતરે વાત ઉતારી,
સાધુપણું સળગાવોમાં શાણા ધૂળ જટામાં ધારી.—છુરી.

ચો (૩૩૧)—મોહિનીચંદ્ર—રાગ ગરબો.

ચોકને આંગણે ચાંદનીરે, ખીલી રૂપેરી રંગ રંગરે,
આવો સાહેલી રંગ માણવા;

હૈયાં ખોલીને બેન બ્હેનરે, વાતો કરી લ્યો વ્હાલની.

સાખી "વ્હાલા વસે વિદેહજમાં, બાળા બાળે વેશ,
"સૈયર શાશાં મોકલું, શાણાને સંદેશ.

કુંજલડી સંદેશો અમારો, જઈ વ્હાલમને કેજોજી,
પ્રીતિ કાંઠાના અમે પંખીડા, પ્રીતમ સાગર વીના સુના.
સુનાજીરે કુંજલડીને, વ્હાલો મીઠો મેરામણ,
અમને અમૃત ખાણુ વ્હાલા પ્રિતમ પ્રાણ.

સાખી " સાહ્યબો મારે સુલક્ષણો, એંઠા જુઠા ખાય,
" ઘરની સુખડી ના ગમે, સોગન જુઠા ખાય.

તમારા સમ જો તમે મને વ્હાલા, જુઠડા સમ શીદ ખાઓજીરે,
પીયુ તમારૂં મનડું માને ત્યાં જાઓ છો, ધી ભર્યાં ઘેબર,
ઘેર રઝળે છે, કુંસકા ખાવાને ધક્કાં ખાઓજીરે.

સાખી " સોળ વરશની સુંદરી, સ્વામી વરશે આઠ,
" મોડું જોઇને મોહી રહયો, લાડકી કરતી લાડ.

પગમાં કાંટો વાગ્યો નહિરે જીવું, હું તો નહિરે જીવું, મારી
સગી નણંદના વીર હો રાજ,
તેડાવજો મારા બાપાજીને, જોગી જતીને તેડાવજોજી.—નહિ.—ચો.

(૩૩૨)—કબીર ભજનમાળા—રાગ—ગઝલ—

ચોરી પ્રભુસે કરકે છિપાવોગે કીસ તરે,
અપની સચાઈ ઉસકો દિખાવોગે કીસતરે.—ટેક.
હર એક જનમેં હરદમ રહતા હૈ વો હાજીર,
ઉસમે યે અંધા ધુન્ધ ચલાવોગે કીસતરે.
દુનિયાંકી દોનો આંખમેં તો ધુલ ડાલતે,
આંખે હજાર ઉસકી બચાવોગે કીસતરે.
જો કુચ્છ કિયા હય તુમને પાપ જાન બુઝકે,
અપરાધ ઉસકા માફ કરાવોગે કીસતરે.
જ્ઞાની જો હય ત્રિકાલકા ઘટઘટ કી જાનત,
બાતે અસત્ય ઉસકો બતાવોગે કીસતરે.
જબતક નહીં કરોગે તુમ કહના કબીરકા,
તબતક દુઃખોસે પીંડ છૂપાવોગે કીસતરે.

ચં (૩૩૩)—સાગર-સરિતા—ભજન, રાગ, પદ.

ચંચળ લક્ષ્મીના ચાળારે જનમુર્ખ ફુલી મરનારા;
કાળાં ધોળાં કરનારારે ખાતે ખત્તા ખાનારા.—ચંચળ.
"જયમ વર્ષાની વીજળી પળપળ કરે ચમકાર,
આજ મળ્યું ધન કાલે જાશે, આંખ ચોળી રહેનારરે,—ચંચળ.
મોટા મોટા નર મરી ગયા ત્યારે ગયું ન કાંઇ સાથ,
જૂઠો મદશો જાળવો, તમે જાશો ખાલી હાથરે.—ચંચળ.

(૩૩૪)—અંબરીષ—

ચંપા તું મારી દીલજાન વાહ, વાહ, કુસમ કળી કુરબાન વાહ, વાહ,
ચન્દ્ર વદની છો, ભરી મદની છો, ઝરી રસની ગુલતાન; વાહવાહ.—ચંપા.
શાણા ચતુર સુજાણ, વાહ વાહ, ગુલાબ પરી હું.—
છુપી છરી છું-ગળે લગાવે ગુણવાન, વાહ-વાહ.—ચંપા.

(૩૩૫)—મીસ, રેઝા—રાગ, દેશ-તાલ, ધીમા, ત્રીતાલ.

છબ દીખલાજા બાંકે સાવરીયા, ધ્યાન લગો મોહે તોરારે,
બાંકે ચિતવન નયના રશીલે, ચાલ ચલત મતવારીરે;
કાહે કરત કિત જાઉ સબીરી ન માને જીયા મોરારે.—છબ.

(૩૩૬)—ખુની મેના—

હું હું લલીતા મદમાતી, વળી સતીઓમાં પંકાતી,
હાથમાં માળા લેતી, વળી ભક્તાણી કે'વાતી.
મારી હંસણી સરખી ચાલ, વળી નાગણ સરખા બાલ,
ગોરા ગુલાબ સરખા ગાલ, મારી અનાર સરખી છાતી...વળી.
વળી સતીઓમાં પંકાતી, મળે સોખીલો લાલ,
રાખુ હૈયાનો કરીને હાર, નથી પીડા આ સેહવાતી...વળી.

(૩૩૭)—સરોજની—

છે ધરમ તણો હરી બેલી, ધરમ જતન જે કરશે તે તરશે,
અંતે સતિયાને જય મળશે, પાપીનો પ્રભુજી ક્ષય કરશે.—છે ધરમ.

સાખી { વિના ધરમ ધનધામ, ધરણી ખર ઉપાડે ભાર,
{ ધિક્કાર પામ્યો શ્રેષ્ઠ પદવિ, સત્ય વિણ સંસાર.

લખપતી થાશે, કોડી ન મળશે, લઈ પાપ પોટલો પરવરશે.—છે ધરમ.

(૩૩૮)—કંસવધ—

છેડ લીધી છબીલે છેડ લીધી, અરેરે ધુતારે ઠગારે, એ કપટી કાનુડે-છેડ.
જળ ભરવા હું જાતી, હું જમુનાજીને તીરે,
ભરી બેડું નીરે, ધરી મોરે શીરે, ચાલી ધીરે, ધીરે, ઓય ઓય—
કાનુડે કેડ લીધી.
કેડે લીધી એ નકટે કાનુડે, પાલવડે મને પકડી,
હું છટકી ત્યાંથી દોડે દીધી—અરેરે.

(૩૩૯)—શ્રી ઓખાહરણ—

છે સઘ તરણ સરલ માર્ગ ભક્તિભવ મંહિ,
ત્રિવિધ તાપ હરનારી, મોક્ષપ્રદ સહિ.—છે૦
શ્રી ગોપીઓએ ભક્તિ પ્રેમ લક્ષણા ગ્રહી,
અર્જુન કૃષ્ણ સાથ સખ્ય ભક્તિ ઉર લહી
હનુમાન પાદ સેવ્ય ભક્તિ ચિત્ત વિશે ચાહી,
વિદુર્યા ભક્ત ભવ સુગમ ભક્તિમાં વહી.—છે૦

(૩૪૦)—સ્નેહલતા—નફ્ટ નોકરી—

**છે નોકરી દુઃખનું મૂળ,** શુળ સૌને મોટી હા. હાયરે,
................................શુળ સૌને મોટી (૨)—છે૦
સારો દિવસ સેવા બજાવી, પોઢવું આખર થાકી,
રાત વિતી ન માલમ પડે કે ઝટ નોકરી જાગી.—શુળ૦
આમ દોડાવે તેમ દોડાવે કરાવે સર્વે વેઠ,
ધીક્ક **જગતમાં** જીવતર તેનું (૨) **ભરે આશરે પેટ.**—શુળ૦
**પંડીત જ્ઞાની ધ્યાની સર્વે લખી ગયા વિચારી,**
**ગુલામગીરી છે નફ્ટ નોકરી (૨) નહીં કરવી તે સારી.**—શુળ૦

(૩૪૧)—એકજ ભુલ—

છે સદા સમય પાપેથી છુટવા, શીદ ડરે નાદાન,
શીદ ડરે નાદાન! કંઇક તો શારી **શીખામણ** માન.—(૨) છે સદા૦
જેમ પાપની ઝળકે મોહી, દોડે તું ભુલીભાન,
તેમ પુણ્યને સ્હેજ પકડયે તો, થાય પરમ કલ્યાણ.—(૨) છે સદા૦

સાખી { **જીવ મુસાફર શરીર હોડી ને છે મનરૂપી સુકાન,**
**મનથી મરવું મનથી તરવું, મનપર રાખી નીશાન.** }

કર્યું એટલું નાંખ્ય કુવામાં, આજથી તજ તોફાન.
માંડય ચાલવા સીધે મારગે, આજથી થઈ સાવધાન.—(૨) છે સદા૦

(૩૪૨)—સુધાચન્દ્ર—

છે જીવન આ **પ્રેમી** પાયે, **પ્રીત** સુધાર્યે દિલ લુભાયે,
સ્નેહી વિના મન મોહે મુંઝાયે, **મોહન** ચરણે આનંદ નિશદિન.—છે૦
નયન અમૃત વરસે, અમદિલ તલસે, રસ મોહિનીથા સુહાયે,
સ્નેહ રાગના પાન કરાયે.—છે૦

છો (૩૪૩)—ઉમાદેવડી—

છોડો છોડો **છબીલા,** જાઓ જાઓ, હઠા હઠીલા,
મારી લુંટાશે **નવલખ** લાજ.—છબીલા.
તમો મોટા પુરૂષ **મહારાજ,** પાણી પહેલા બાંધી લ્યોને પાજ.—મારી.
વાહ વાહ વચન રસીલા, તારાં નયન રંગીલા,
ગોરી ગાજે સર્વને ગુમાન.—રસીલી પ્યારી ગાજે.
લાગે જેને પ્રીતીનુંજ પાન, ગણે નાના મોટા સૌ સમાન.—ગોરી.

સાખી { **કથન કથે જગમાં બધાં, વિરલા પાલણહાર.**
**પ્રીતી ભગત ભામા સદા, વચન નિભાવનહાર.** }

મુકો મુકો માનુની ગુમાન, સાણા દાસી છું તારી સુજાણ,
ચાલો આવો ચતુર પ્રીય પ્રાણ.—છોડો.

**(૩૪૪)—વિર-કુણાલ-રાગ-ભજન—**

**છોડી દુનીયાની માયા, કાયા તે કામનીરે,**
પરહિત કારણ નવ રાખે, પરવા ધન ધામનીરે.
ખાનપાનની પીડા તજીએ, **ભવ તારકને** ભજીયે,
ઘરઘર ભટકી ધર્મ ધ્વજા લઇ, **દેશની** સેવા સજીયે;
સાચી કમાણી કરવી, નીતિ **દયા** દામનીરે.

**(૩૪૫)—બેધારી તલવાર—**

છોડો છોડો રસિલા છબિલા છોગાળા, નહિ બાળાને આમ બનાવો,
**પ્રેમવેલી** નવેલી રિસાના, રતિ રંગ રાગમાં.—છોડો.
રાગની રીતી નથી એ **મોહન**, દુર નિરંતર વાસ,
યૌવન પુષ્પ ખીલ્યું શા ખપનું નહિ લેનાર સુવાસ.
રશીકડી હાજર છે આ દાસ,
મદન ઘેલી મદ છકેલી કેમ લજાય, ભેટ લે, રામ.—છોડો.

**(૩૪૬)—બળીરાજા—**

છોને કહેતા છકેલી, **રંગીલા** મને છોને કહેતા છકેલી,
હું તો **જોબનમાં** ઘેલી બનેલી—રંગમાં મને.
બાગ બગીચાની સ્હેલ, બહુ સુંદર, જાણે શું ઘરમાં ગોંધેલી,
**બદામી હલવો ને ધારી જલેબી,** તાજીતાજી ખાઉં પહેલી-રંગીલા.
સાટીનની સાડીઓ, કસબી ભરેલી કોરે, સ્વપ્ને નહી કોઇએ દીઠેલી.
પોલકા ને ચોળીઓનો પાર નહિ મારે, લટકેથી લુંટી લાવેલી.-રંગીલા.

**(૩૪૭)—બળીરાજા—**

છોટીસી **મોહનીયાં** કો જોબન ગુમાન હય,
છાઇ **બસંત** છેલા, **મદન** મેહમાન હય....છોટી.
ફુલનકી સારી બની, સખી ફુલનકે સાજ,
**જોબન** ગુલાબી ફુલકી, મજા લુંટ મહારાજ.
સાખી **"છોટી છતીયનકી છટા, છોટા બાલમ છેલ,**
**"છોટી નાજુક નાજની, છોટીસી ફુલનકી શેર**....છોટી
આશુક માશુક મીલ રહે, ખીલ રહે રજની **ચંદ**,
છાયો જોબન બાગમેં, **મદન** ગુલાબી રંગ....છોટી.

**(૩૪૮)—દુશમને ઇમામ—**

**છોડકર દુનિયા** હજારો નામવાલે ચલબસે,
ડાલકર કફની ગલે નાજોંકે પાલે ચલબસે.
જીનકો **દુનિયાસે** ગરજથી ઔર નદીસે કામ થા,
આજ વોહ જો રેજમી અલ્લાહ વાલે ચલબસે.
ખ્વાહીસે અઓલાદ કથાં હમે ખ્વાહીસે ઇમાનદર,
દેખ મુઝકો છોડ મેરે સાથ વાલે ચલબસે.

(૩૪૯)—ખુરશીદ ઝરનીગાર—

છોડો છાંડોજી મોરી કલઇયાં, દુખાવો નહી બઇયાં, પડું મેં પઇયાં પઇયાં.
આહા ડગરીયા સબ તોરી, ડરીયાં કરો દેખો, મે લડઇયાં,
કોઇ, સખી જો સુન પઇયાં, આ. આ. આ. આ. આ. જાઇયાં—છોડો.
ચુરીયા મોરી કરકાઇ, દેખો દેખો, તુમ રામ દોહાઇ.
કાપે હીયા જીયાસે મન રસીઆ, કયા મન બશીઆ,
આવોજી આવોજી ના તરશાવોજી, હે. હે, હે, બાકી જનીવાં—છોડો.

(૩૫૦)—મીસ, ગૌહરજાન—રાગ, ભેરવી. તાલ, ત્રીતાલ.

છોડો છોડો મોરી બૈંયા, મોરી મુરકી કલાઇ, છોડો, છોડો, નાહીં નાહીં.
અબ દેતીહું દુહાઇ, છોડો, છોડો, મોરી, બૈંયા.-પીયા:
મોહે છતિયાંપે અપને લગા, મોહે સારી બતિયાં બતલા.
મેને જાન લીયા, પ્યારી મેરી, યાર તુ હઠીલી તોબા, તોબા,
જીસને તેરા નામ ભી લીયા હૈ.

જ (૩૫૧)—ભિષ્મપિતામહ—

જગમાં મેં જોયું દુષ્કરમાં દુષ્કર, નારીને વશ કરવીરે,
લાખ ટકાના લાડ લડાવો, આપો ધનની કુંચી;
ફુલ સૈયામાં રાખો તોપણ, કહેશે મુજને ખુંચીરે.—જગમાં૦
સુવર્ણ કયારે કસ્તુરીનું, ખાતર દઇ પોષાય,
અમૃત પાશો તોય, લશણની ગંધ કદી નહિ જાયરે.—જગમાં૦
હાથીપર અંકુશ કર્યો, કરી ઘોડા કાજ લગામ,
સ્ત્રી, અંકુશ કરવા ટાણે શું! હરી ગયો તો ગામરે.—જગમાં૦

(૩૫૨)—ભિષ્મપિતામહ—

જખમનાં દરદો જખમી જાણેરે, વિણ જખમી શું જાણે,
મરદના ઘા તો મરદ વખાણે, કાયર શું જાણે.
ઓ બાઇજી... ... ...કાયર શું જાણે.
આમ્ર સ્વાદમાં કોકીલ, માણે, મેના દાડમ દાણે,
હરખી હરખી હંસ કમળના કોમળ તંતુ તાણેરે.
બગલા શું જાણે... ...ઓ બાઇજી... ...જ૦
પતિ પત્ની માણે રતી રશમાં કામદેવને બાણે,
શું સમજે તે જોગી જન્મનાં જે જગ મીથ્યા જાણેરે;
જાણે તે જાણે... ... ...ઓ બાઇજી......જ૦

(૩૫૩)—વિરાટ પર્વ—

જય ઘનસ્યામ કીશનહરી,
મોર મુકટ પિતાંબર સોહે, કરમે મૂરલી ધરી,
નખ પરગીરીવર અધ્ધર ઉઠાયા, બનકર ગીરધારી.

(૩૫૪)—રામવિયોગ—રાગ-ધ્રુપદ-સ્તુતી-વંદન—
જય જય જય દશરથ નંદન, જગદા નંદન (૩) વંદન.
ગંભીર રઘુધીર, સીતા સુંદરી, આ આ આ...અવસરનાથ.
દૈત્યોને મારો, ભકતોને તારો, સૃષ્ટિ ઉધારો,
ધિરકીટ તક ધિ ધિત્રા ધા, ધિત્રા ધા ધા ધાતુત્રા (૩)
ધાકીટ કિટ ધુમ કિટ કિટ ધિત્રા, આ આ અવસરનાથ.
કડાન ધા ધા ધા. (૩) જય૦

(૩૫૫)—અશ્રુમતિ—
જપતી પ્રીતમની જપમાળ. જુવતી જો અલબેલી,
જોબન રસરંગે જોની બની ઘેલી, વ્યાકુળ વૃક્ષના વિણુ વ્હાલીવેલી.
સાખી { **તન મનમાં વ્યાપી રહ્યો, જોબન વસંત જંગ,**
**રસભોગી રશીયા વિના, રમશો કયાં રસરંગ.** }
જાણ્યું ન જડીયો કોઇ રશીયો રંગીલો,
ચપચપ કરતાં કરતાં ચેતી જાને ચલો શ્રી.
બળતાને બાળી સખી હૈડે શું હરખાય,
આહા અકળાય શાની છેડ, છબીલી.

(૩૫૬)—સરદારબા—
જનમી જગમાં જેણે નવ કીધું, **પ્રેમ મદિરા પાન,**
ગોરી ગભરૂ સુંદર દીલબરના, ગાને નહિ ગુલતાન.
જનમ્યો તથપિ નવ જનમ્યો, સમજી લ્યો તે હેવાન,
બહાદુર બંકા કરતાં ડંકા, જે મોજી મસ્તાન.—જન્મી.
ભર ભર પિયાલા પી લીયો, ઉડાવો રાગ રંગ,
દિલબરની સાથ બાથ ભીડી, ખેલો રંગ જંગ—હા.
ગુલતાન ગાન તાનમાં ભરપુર ભાગ્યવંત,
અજબ રંગ અજબ રંગ રંગ રંગ.—વાહસ

(૩૫૭)—પિતૃભકત પુંડલીક—રાગ-ગઝલ—
જગતના જાણુ ભેદુઓ...દલીલો સત્ય દર્શાવો,
મને ના ગમ પડે કાંઇ...કહો કાંઇ ભેદના ભાવો.
તિમેરે છાયધુતિની, **શશી** ના ધારે શિતળતા, અધુરા, મધુરા, ઉરના ઉભરા.
લઘુતામાં **પ્રભુતાની**, થતી ઝાંખી તો બતલાવો.........જગતના
**પતિના ચર્ણે પત્નિની**. વશી જો મુક્તિ શક્તિ તો,
**પતિને** બોધવા **પત્નિ** કરે ના બાજબી દાવો.........જગતના
**પ્રીતી પરનારીના** સંગે, અચળ બંધાય જો
-**પતિની, સતિની**...પછીથી ગતી શી...બનતી.
[illegible] જો આમ તો, ટેકા તુણો આધારે બતલાવો.....

(૩૫૮)—કંસવધ—રાગ ગરબો—

જમુનાને તીરે જાદુવાલે સખી બંસરી બજાવી,
નંદલાલે વ્હાલે "ચિત ચોરી મને બાવરી બનાવી.
ભુલાવી મારૂં ભાન સાન કહાન ગયો હાં હાં.
મને મોરલીએ મોહીની ઉપજાવી.—જમુના.

સાખી "**સુંદર છબી જોઇ છેલની, ઉપજી અંતર પ્રીત,**
"**નટવર ગિરધર શ્યામમાં, ચોંટયું મારૂં ચિત.**

નયન નેહે નચાવ્યાં વાલીડે, સખી મુખ મલકાવી, છૂપી છૂપી કરી સાન,
મને લોધીરે લોભાવી, ન ભાવે ખાનપાન નિંદ ન આવે હવે
લગન લલનાએ પ્રેમની લગાવી.

સાખી "**વીરહ થકી વિંધાયલું, અંતર અતી અકળાય,**
"**અળગો રહે અલબેલડો, શું કરૂં સખી ઉપાય.**—જ.

(૩૫૯)—અશોક— દેશ–ગાન.

જનની **જન્મભૂમી** જાણુ, સ્વર્ગથી અધિક મહાન,
તેના ઉપર તારા પ્રાણ, થાય ભલે ને **કુરબાન.**—જનની.
તારા **પિતૃ–દેશ–ધર્મ** પુત્ર ! પડયા છે પરતન્ત્ર,
તેમને થવા **સ્વતંત્ર** સાધ **કર્મ–યોગ મન્ત્ર.**—જનની.
પિતૃ ભુમિના ચરણપર મમ જીવન કુસુમ ચડાવું હું
કરી લોહીનું પાણી અર્ધ્ય પુજ્ય પાદ ભીંજવું હું.
મરતેય મારી માટીથી ભકિત–સુગંધિ સરાવું હું,
મુજ હૃદયને ચીરો **સ્વદેશની** મુર્તિ ત્યાંજ, બતાવું.—જનની.

(૩૬૦)—સકુન્તલા—

જન્માઓ વૃથા જગત **જીવ** જાણુ. કર્યું નવ લોક તણું કલ્યાણ.
સંત સરોવર તરૂવર સરિતા, પર ઉપકારી ચાર,
પ્રીત ધરી **પરમારથ** કરતા, ધરી ન દીલ દરકાર.
મોંઘો **મનુષ્યો** દેહજ મળીયો. સમજી લે. મન સાર,
માથે મુરખા મરણ ભમે છે, કર ઉપર કરધાર.
પ્રાણી માત્રનું ભલું કરી લે, ઉત્તમ અવસર જાય,
કરી કમાણી વાપર હાથે. હાથે સાથે થાય.

(૩૬૧)–રંગતરંગ–રાગ, કવ્વાલી–

જગત પરવા નથી મુજને, વીરાગી હાલ મારો છે;
**અનીતી** વાત છોડી દે, નીરાળો ખ્યાલ મારો છે.
અરે કેવળ ઉદર ભરવા, પશુ પેરે ગુજર કરવું;
ન બનશે તે કદી કાળે, મનુજ અવતાર મ્હારો છે.
**બદીની** છાપ વ્હોરીને, **શરીર શણગારવું મીથ્યા.**
શણગાર નથી ધરવા, **શીયળ શણગાર મ્હારો છે.**

(૩૬૨)—પુંડરીક—રાગ-ગઝલ—

જ્યારે પડે આફત શીરે, ચાહનાર પણ આઘા ખસે,
જેને પડે તે ભોગવે, બીજા ઉભા સ્હામા હસે—
ચડતી મહીં તો હાંજી હા, કરનાર જગમાં લાખ છે,
પડતી મહીં દે સાથ જગમાં. કોક એ વિરલા -વસે—
જો બન્યા પોતેજ મુરખા તો બીજાનો વાંક શો ?
તે બળે નહીં કેમ થઇ જે અંધ અગ્નિમાં ધસે.
આજ ખુલી આંખથી જોયું સગા સૌ સ્વાર્થનાં,
જાણ્યા છતાં મારા સામાં ભોળા દિવાના થઇ ફરે—

(૩૬૩)—રામાયણ—રાગ-આરતિ—

જય હરિ ભગવંતા, જય પ્રભુ શ્રી કાન્તા,
દનુજ દુષ્ટ દલ હન્તા, પાલક સુર સન્તા;
જય જય જય જગદીશ.
અવિનાશી સુખરાશી જય જય અસુસારી,
સુખ નાયક સુખદાયક ગૌદ્વિજ હિતકારી.
જય જય જય જગદીશ.
ભય ભંજન જન રંજન નારાયણ સ્વામી,
હરિ હરિ નારાયણ સ્વામી.
એ સુનો. દીનનકી હે અન્તર્યામી,
જય જય જય જગદીશ.

(૩૬૪)—મનોહરી રંભા—રાગ-કવ્વાલી-

જગતના બાગમાં, બાપુ મયાળુ એક માળી છે;
રસિલા છોડને પાણી સીંચીને કલાલી હે—ટેક.
સુગંધી તો ભ્રમર લ્હેશે, ખરો માલિક તો તે રહેશે;
ખિલાવી જો નહિદેશે, ભુલ્યો નિજ ધર્મ માળીએ—જગત
જશે જ્યાં ફુલની કળીઓ, જશે સાથે સુગંધી તો.
હશે ફુળ ત્યાં હશે કળીઓ, જુઓ ધારો નિહાળીને—જગત
પિતા ? પુત્રી પરાયુ ધન, થશે બીજાને તે સ્વાધીન;
જશે ભરથાર લઇ તે તન, રહેશે રોઈ માળીરે—જગત.

(૩૬૫)—રજનીચન્દ્ર—

જગમાં......શુભ કરવું નથી સહેલ સહેલ,
જગમાં......અશુભ નથી મુશકેલ ખેલ.—જગમાં૦
મનમેલા દુર્જન કરે, ધન લોભે નીચ કામ,
સાર અસાર વીચાર વીણુ, કરે નામ બદલામ.
પાપી પાપ પ્રગટ થાતા, હાથ ઘસી દુઃખે રીબાતા,
પસ્તાઈ સદા પીડાતા, દેખે દુઃખની રે...લ.—જગમાં૦

**(૩૬૬)—બુદ્ધદેવ—**

જગમાં લોકો મારે ધોકો, સમજ્યા વિના કરે મત ખોકા.
ફરી ફરી નહિ મળે માનવ આ અવતાર,
ઘાડી ઘોડામાં ફરવું, શા માટે જગથી ડરવું.
પરધન હરી હરીને, ખીસ્સા પુરા ભરીને,
કોઇ સુંદર પરીને, સાથે લઇ ફરીને.
**મજા કરી તે ખરી,** મરવા પછી કાંઇ નથી જોવું,
દેવું કરી ખાવું પીવું, મસ્ત થઇને રહેવું.—જગમાં.

**(૩૬૭)—સુર સ્યામ—**(રાગ-સ્તુતી,)

જય જય નારાયણ બ્રહ્મ પરાયણ શ્રીપતી કમળા કાન્તં
નામ અનંત કઇ રીતે વરણું શેશ ન પામત અંતં
શીવશન કાદીક, આદી બ્રહ્માદીક સુરમુની ધ્યાન ધરંતં
મચ્છ કચ્છ વારાહ રૂપ હરી વામન વેશ ધરંતં
પરશુરામ શ્રી રામચંદ્ર રૂપ, લીલા કોટી કરંત.
જન્મ ધર્યો વસુદેવ દેવકી, ગૃહ યશોમતી ગોદ ખેલંતં
પેસી પાતાલ કાળી નાગ નાથ્યો ફણપર નૃત્ય કરંતં.
ઇંદ્ર ગુમાની ગર્વ ઉતાર્યો, કર પર ગીરી ધરંતં.
જગન્નાથ જગમગ ચીન્તામણી શરણ શ્રધાનીશ્વંતં;
દ્વાદશ સ્કંધ ભાગવત ગીતા, ગાવત શુર અનંતં.

**(૩૬૮)—નવલશા હીરજી—**

જળ સ્થળમાં સર્વમાં જળ હળતી દિવ્યતા,
ભર્યું વિલસે બ્રહ્મ આ, વદું શું ભાળું રમ્યતા—જળ૦
નમન હું નિત્ય તેને પ્રેમે કરૂં;
ભજન કરી ભાવે, અભય બનું.—જળ૦

**(૩૬૯)-ચાલુ જમાનો-**

**જસોદાકો** જાયો મોહે કોઇ મિલાય દે;
નંદલાલા **કાના** કો દિખાય દે-જસોદા
જયસી **ગોરિ રાધા** નારિયા.
વયસો હી **કારો** હય **શ્યામ;**
કયસો જાદુ વાઇનો આલિરી,
નાહિ હેંએ એ આરામ રામ-જસોદા.
ધન જોબન અરૂ રૂપ દીનો મોહેરી જગદાધાર.
બાગી ભવરો પાસ નાહિરી. જીયામે લાગે કઠાર ધાર-જસોદા
વૃન્દાબનકી કુંજ ગલીનમે આવોજી મોરે કાન,
જો ન આવો તો કરૂંગી, પ્યારે મેં તોસે તોફાન જાન.—જસોદા.

**(૩૭૦)—ગુણસુંદરી—રાગ, ગઝલ—**

જબસે ઉસ શોખ **સિતમગારસે,** યારા ના હુવા,
**દોસ્ત દુશ્મન** બને જો, આપના થા બિગાના હુવા....જબસે.
ઊસકો પરવા ન હુઈ, દિલકે જલનકી યા રબ,
જિસકે શમએ રૂખે રંગીકા, મયેં પરવાના હુવા....જબસે.
હો ગયા **મજનુઓ ફરહાદકા** કિસ્સા સબ તય,
જબકે મશહુર મેરા **ઈશ્કકા** અફસાના હુવા....જબસે.
રંજો અંદોહ ગમો હસરતો હિરમાંહયં **નસીબ,**
હાલ તાલિમકા તેરે ઇશ્કકો, કયા કયા ન હુવા.—જબસે.

**(૩૭૧) —મેઘ-માલિની—**

જગ જૂનાં યશવંતા **હિંદી** મેયા,
સુજલાં એ સુફલાં એ, ગરવા ગુણવંતા.
ન્યારા **હિંદ** દેશયાં.—જગ જૂનાં૦
દિશ દિશ ઉડતા અમધ્વજ ધવલાં,
ગિરિ ગિરિ ઘૂમતા **ભારત** વીરલા.
સાહુ જણુ ગણુતાં તાજ જગતના કયમ,
સમણુા એ અમથી ભુલાયે ? મોઘા મન સૈયાં.—જગ જૂનાં.

**(૩૭૨)—મીસ જાનકીબાઇ—**રાગણી, લુવર, સારંગ-

જમના તટ **રામ** ખેલે હોરી, (૨) દોડ દોડ પીચકારી ચલાવત, (૨)
અબીર ગુલાલ ભરે ઝોરી-જમના તટ **રામ.**

**(૩૭૩)—સુરેખા હરણુમાંથી** (મહાત્મા તુલશીદાસકૃત-કૃતી)

જય **રામ** રમારમણ, ભવતાપ ભયાકુલ પાહિજનં,
અવધેશ સુરેશ રમેશવિભો, શરણાગત માંગત પાહી પ્રભો.
દશશિશ વિનાશન વિંશભુજા, કૃત દુરી મહા મહી ભુરી રૂજા,
રજનીચર વૃંદ પતંગ રહે, શરપાવક તેજ પ્રચંડ દહે.

**(૩૭૪)—કબીર ભજન—રાગ ભેરવી—**

જનમ સબ ખોયા ખટપટમેં, **પ્રભુકો** ન રટયો અપને દીલમેં...જ૦
કહત **કબિરા** સુનો ભાઈ સાધો, **પ્રભૂ** બસે અપને મનમેં...જ૦

**(૩૭૫)—તારાસુંદરી—**

જરા ધીરેસે આવો પ્યારી નેનાં મિલાવો.
એક બોસ્સા દીલાઓ, દિલદાર મોહે પ્રાન....જરા.
**પ્રેમ પ્યાલા પીલાઓ,** મીઠી બાતો સુનાઓ,
પ્યારી રંગે રિઝાવો, આ વાર મોહે પ્રાન....જરા.
આજી ચલોજી સાથ, ગલે ડાલોજી હાથ-(કરો ધીરેસેં બાત)
ઓજી, વાહ, વાહ, વા.—(૪)

(૩૭૬)—મીસ, રાધાબાઇ-રાગ-પ્રભાત—
જગાવે, જશોદા મૈયા, નંદના કુંવર જાગો,
નંદના કુંવર જાગો, હરિ હમને વ્હાલા લાગો....જ.
સોળ કળાનો સુરજ ઊગ્યો, અંધકાર ભાગ્યો,
ઘરઘરની ભામની જાગી, અરૂણ સોહાવ્યો....જ.
પંચ વસ્ત્ર અંગે ધરી, પ્રેમનો છે વાગો,
વલોણાનો ઘોર વાગ્યો, હરખ પ્રેમ વાધ્યો....જ.

(૩૭૭)—શ્રી બ્રહ્માનંદ ભજનમાળા--ગણેશ સ્તુતી. [ રાગ જંગલા, અથવા પીલુ, તાલ ૩ ]
જય ગણેશ ગણનાથ દયાનિધિ, સકલ વિઘ્ન કર દુર હમારે.-જય.
પ્રથથ ધરે જો ધ્યાન તુમારો તિસકે પુરણ કારજ સારે.-જય.
લંબોદર ગજવદન મનોહર કર ત્રિશુળ પરશુ વર ધારે.-જય.
ઋદ્ધિ સિદ્ધિ દોઉ ચમર ઢુલાવે મુષકવાહન પરમ સુખારે-જય.
બ્રહ્માદિક સુરધ્યાવત મનમેં ઋષિ મુનિગણ સબ દાસ તુંમારે.-જય.
બ્રહ્માનંદ સહાય કરો નિત ભક્ત જનોકે તુમ રખવારે.-જય.

(૩૭૮)—મીસ અચ્છનબાઈ-રાગ-અટવા, તાલ, લાવની, હોરી.
જશોદાકે લાલ ખેલે હોરી, કૈસી ધુમ મચોરી.-જશો.
મુરલીકી ધૂન સુન ગોપીબિકલભાઇ, સબ મિલ બાત કહોરી,
અંગ અંગ ભુખન સબ સાજે ચલો કીરતકી ઓરી.-કેસે.
આય અચાનક ગલે લગાવત, દીયો અંગ કછ જોરી,
ગારી દુંગી છોડ દે મોહન (૨) તુમ્હે તમિજ નહિ મોરી.-કેસી.
ચબુવા ચંદન અત્તર ગુલાલકે, ગલીયન કીચ મચોરી,
ઉડત ગુલાલ લાલ ભયે બાદર, ચલી રંગકી ઝોરી.-કૈસી.

જા (૩૭૯)—જાળંધર સતી વૃંદા—
જા, જા, અલી, શરમાવે, શાને ઠાલી, સતાવે રીઝાવે શું આમ.
પીયુ પંખી વિણ યૌવન ઉપવન સુનું, રસના ભોગી વિણ સર્વે સુનું...સુનું.
લટકાળી, ચટકાળી, મટકાળી, મતવાળી...............જા. જા.
બિચારી પ્રેમઝરો કયાં ઉભરાવે, નાવલિયા સંગ બાલા ઝરણું ઝરાવે.
મને શાને સતાવે(૨)મન મુંઝાય, અકળાય તરસાય દુઃખી થાય. જા. જા.

(૩૮૦)—પરશુરામ—
જાઓ, ઠગારા, કામણગારાં, રશભિના રસરાજ,
ના કરો હાલા, ચતુર ચાળા, થઇને કાલા, મદઘેલા મહારાજ.
મનભાવે શું મોઢું હલાવો, જુવતી પર શું જોર જણાવો.
હવે માનો, અરે નહિ નહિ, શાણી શું શરમાય—ના...જાઓ (૨)
તુટે પ્રિતી દોર તાણો કરી જોર, આવો ચિતચોર, મીઠું પ્રીતી દોર.-જાઓ.

(૩૮૧)—વસંતપ્રભા—
જાણ્યો જાણ્યો તમારો પ્રેમ જાઓ શું છળી,
તારા રૂપમાં ભુલી ગયું, દીલડું મળી.—જા.
જાવો પીયુ મન ભાવતી, પરણો બીજી નાર,
જુઠાની સાથે જરી અમને નહિ વહેવાર.
પરણું હું પ્રેમદા—રાજી છઇયે સદા,
જો પરણીશ ( હાં ) ( ભલે ) ( એમ ) હા
"ઠીક ત્યારે સુભ મૂહુરત શુભમ્ ભવંતુ"
આ શું—લગ્નગાંઠથી ફરી, પરણ્યો બીજી પરી,
પ્રેમદા મળી મને પ્રેમદા થળી.

(૩૮૨)—મધુગુંજરી—
જાગી જ્યોત જાગી હૃદયની જ્યોત જાગી.
બંસીઓ સાથ વાગી, આત્મની તાલી લાગી.
બ્રહ્મની ધુન મધુરી એ સુભાગી—જાગી.
સ્વર્ગ અવની સૌ સુહાયે.
દુઃખ દિલનાં સૌ શમાયે, સુર ઉર ઉરના પુરાયે.
થાજો સ્નેહ યોગી, સ્નેહ ભોગી, સ્નેહ રાગી.—જાગી.

(૩૮૩)—વિરાટ-પર્વ—રાગ-ભજન-ઉસ્તાદી—
જાગો જાગો મુસાફર, રાત થોડી હય.
તુમને પુંજી સફરકી કયા કયા જોડી હય.
તીન દીનકી જીંદગાની હય, યેહ જયસે સ્વપ્ને વિલાસ,
ઉસમે બાગ લગાકર અઓર ફીરા, ફળ ચાખનકી આસ.
—બન્દે બ્હોત ફુલીયે, પ્રભુ સહેગા નહીં,
જારે જુલ્મ ન કીજીયે, મૃત્યુ લોગકે મહીં.
મૃત્યુ લોગકે બિચ તજરલા તુરત દીખાવે,
જો નર કરે ગૂમાન વોહી નર ધોકા ખાવે.
સ્વારા ચલીત, આયુષ ચલીત, ચલીત હય તેરી દેહ.
ચલાચલીકે વખ્તમેં, ભાઈ ભલાભલી કર લે.

(૩૮૪)—પ્રભાત—રાગ પદ, પ્રભાત—
જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા, તુંજ વીના ધેનમાં કોણ જાશે,
ત્રણસોને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડેરો ગોવાળીઓ કોણ થાશે.—જા.
દહિં તણાં દહીથરાં ઘી તણાં ઘેબરાં, કઢિયલ દુધ તે કોણ પીશે,
હરી તારો હાથીયો કાળીનાગ નાથીયો, ભુમીનો ભાર તે કોણ લેશે.—જા.
જમુનાને તીરે ગૌધેન ચરાવતાં, મધુરીસી મોરલી કોણ વાશે.—જા.
ભણે નરસૈયો તારા ગુણ ગાઈ રીઝીયે બુડતાં બાવડી કોણ સહાશે,—જા.

(૩૮૫)—વસંતપ્રભા—
જાઓ વ્હાલાને વેગે વધાવો, માથે પહેરાવો ફુલથી છાઓ,
અંગે અંગે ફુલોના વાગાથી સજાઓ... ...જાઓ.
કુસમ સમીકાય ત્યાં પુષ્પ સોહાય, શીયળ સુગંધી સંસારે જો ફેલાય,
રતિ પતિ છો સુગંધી, કુશમોની કુંજે સોહાવો.—જાઓ.

(૩૮૬)—ઉમાદેવડી—
જા જારે શું રિશાય રશીલી નઝર મીલાવી દે (૨)
ચટપટી ચિતમાં લાગી ચતુરા ચ્હેરો જોવા દે.
હિરા મોતી માંગ મધુરી, ઝાંઝર ઝુમણાં લે.
મદન અગન તનમાં લાગેલી, તરત બુઝાવી દે.
સમતા નથી રહેતીરે, સલુણી મરમ વચન મુકી દે,
કલ્પ લત્તા છબીલી તુંજ છાંયે, પામર પંખી લે.

(૩૮૭)—ચન્દ્ર મધુરી—
જારે જારે સાંવરીઆ તું જારે બનાય કોઇ દુજી. ગોરી હાં-જારે.
કાના બનાના દીવાના બનાય કોઈ દુજી ગોરી હાં.
તોરી લંગરીઆં અનાડી, કનઇઆ મેં કહુંગી જસોદાકો જાએ,
સાંવરીયાં, ગાગરીયાં, ફોરી મોરી નંદકે દુલારે.-જારે.

(૩૮૮)—જલશા સંગ્રહ-રાગ-પ્રભાત-પદ—
જાગીયે ગોપાલ લાલ ઉઠીયે બલ જાઉં,
ઠાર થારે સુરભી ગ્વાલ, કહત જનની કમલ નેણુ કઉતક દેખાઉં.-ઉ.
કેકઈપર ચઢાડો કોઉ, તાહીં ચતુર વદન દોઉં, નિકટ આપને આંગનમેં-ઉ.
વૃષભ પર ચઢાડા એક પંચાનન કહની અનેક.
ઝટા જુટ ભસ્મ અંગ, રૂંદ માલના હું....ઉ૦
આસન ગજરાત સ્વેત સ્વાચ્છાનક સુર વિવેક,
જય જય સબ કોઈ કહેત, રાજે ભાઉં....ઉ૦
તબ જસોમતી જીવન પ્રાણુ, દરશણુ દીયે ભગવાન,
સુરદાસ મદન મોહન, તાકે બલ જાઉં....ઉ૦

(૩૮૯)—રામરતન—
જાઓ સોની હાટે સીધાવો સલુણા જાઓ જાઓ,
આવો શાને માટે રીસાઓ, રસીલી આવો,
લાવું મારી મોહડી માટે કંઠો મનમોહન માટે,
વાણુ વાશે વાલમ વાતે, પણ જાઓ પ્રીતમ વાટે,
જાઓ જાઓ ઝટ લાવો આવો ઝટ, ધીરાં અધીરાં ન થાઓ.

(૩૯૦)—મુક્તપ્રતાપ—રાગ-પ્રભાત—
જાગી જીવ જો જરી,જીવન તારૂં હરી,રાત્રી અંધારી વહી, વાયું વ્હાણું.
અન્ય સૌ પરહરી, સમરને શ્રી હરી, ફરી ફરી નહીં મળે આવું ટાણું.
અધિક ગોવિંદથી પણ ગુરૂને ગણી, ગુરૂ પદે પરમ આનંદ માણો,
સાર હીન સકળ સંસારમાં, સારનો સાર શ્રીહરિ તણું નામ જાણો.

(૩૯૧)-કસૌટી ઉર્ફે દોરંગી દુનીયા-
જાઓ જાઓ જાઓ, છોડો પતીયા. એહપતીયાં હાંમએ, નામાનુરે,
હાંરે નામાનુ નામાનુ નામાનુરે, ઢીટ,અનારી તારી, પ્રીતબીસારી, સારી
મોરી ન જાની તુને કહીયા.
શીખ લીખ પતીયા હાએ મોહે જલાઇ,
જી ભયા અએસા હા યે તોહે ગુમાન.-જાઓ.

(૩૯૨)-જુગલ જુગારી-
જીવન દોરી સોંપું તમ હાથ. લાડકા તણી નેત્રના મણી,
ઉગારૂં જીવનનાથ......જીવન.
જાઓ સુખે કરી નાણાં ભરી દો, દુશ્મનનીં મુખ કાળાં કરી દો
રૂડી વધાઈ આનંદની લાવો હેતે, હૈયામાં હરખાવો,
બાળકડાની સંગાથ........જીવન.

(૩૯૩)—કુલિન નાયકા—
જીયરવા રેન બીતી અબ જાગ, રેન બીતી અબ જાગ....જી.
સોવત સોવત બીત ગઇ આયું, ફીર નહીં ચેન અભાગ....જી.
પાપ કરમકો તજ દે પ્રાણી, પ્રભૂ સુમરનમે લાગ....જી.

(૩૯૪)—રામવર્ષા—વૈરાગ્ય,-રાગ-માડ.
જીન્હાં ઘર ઝૂલતે હાથી, હજારોં લાખકે સાથી,
ઉન્હોંકો ખાગઇ માટી તું ખુશ કર નીંદ કયોં સોયા...ટેક.
નક્કારહ કુચકા બાજે, કિ મારૂ મૌતકા છાજે.
જયોં શ્રાવણ મેઘરા ગાજે, તું ખુશ કર નીંદ કયોં સોયા...૧
કહાં ગયે ખાન મદમાતે, જો સુરજ ચાંદ ચમકાતે,
ન દેખે કહાં જીવહ જાતે, તૂ ખુશ કર નીંદ કયોં સોયા...૨
જીન્હાં ઘર લાલ ઔર હીરે,સદા મુખ પાન ઔર બિડે,
જીન્હાનું આ ગયે કીડે, તૂ ખુશ કર નીંદ કયોં સોયા...૩
જીન્હાં ઘર પાલખી ઘોડે, જરી જર બખ્તકે જોડે,
વહી અબ મૌતને તોડે, તુ ખુશ કર. નીંદ કયોં સોયા...૪
જીન્હાકે બાલ થે કાલે, મહલોંમાં દુધસે પાલે,
વહ આખર આગમેં ડાલે, તું ખુશ કર નીંદ કયોં સોયા...૫
જીન્હાં સંગ પ્યાર થા તેરા, ઉન્હીં કીયા ખાકમેં ડેરા,
ન ફિર વહ કરનેયા ફેરા, તું ખુશ કર નીંદ કયોં સોયા...૬

**(૩૯૫)-જગતસિંહ**-રાગ, ગરબો.

ઝીણા ઝરમર વરસે મેહ, ભીંજે મારી ચુંદડલી,
એવો નંદકુવરસું નેહ, ભીંજે મારી ચુંદડલી.
ઉંચા અવાશ એ અલબેલાનાં, નીચે અમારી મેડીરે,
**સુતી હતી હું રંગ ભુવનમાં, સાન કરી સીદ તેડી.**-ભીંજે મારી૦
રગમગ દાદૂર મધમધ મોરલા, ચાતક થયા નમેરારે,
**વીજળી**ના વેગનો ભય ત્યાગી, આવી ઉભી આ શેરી.-ભીંજે મારી૦

**(૩૯૬)-મીસ મલકાજાન-**

જી ન મારો પિચકારીરે કન્હૈયા, ગારી મૈં દૈંગી
ફેંકત લાલ ગુલાલ કુચનપર, ઓર દઈ રંગ સારી.-કન્હૈયા૦

**જુ (૩૯૭)—ભજનામૃત-ભજન પદ.**

**જુનું** તો થયુંરે દેવળ જુનું તો થયું, માહરો હંસલો નહાનોને દેવળ
જુનું તો થયું--ટેક.
આરે કાયા હંસા ડોલવાને લાગી, દાંત ગીયાને માંહિ રેખુતોરીયાં-મા. ૧
ઓર કાયા હંસા પડવાને લાગી, ગયો હંસોને પાંજર પડી રહ્યું. ૨
તે વખય વળી હંસા મળી ગોવાલણ, તે સું મહારૂં મનડું મોહ્યું. ૩
**મીરાં** કહે પ્રભુ ગીરધરના ગુણ, પ્રેમના પ્યાલા તમને પાઈ પીયું. ૪

**(૩૯૮)—વીર કેશરી—**

જુઠા વાયદા **પીયા** મોસે કર ગયોરી—જુઠા વાયદા૦
રજની સારી મય જાગી, આયેશા છેલ સાહાની,
બીરહાકી આગી મોહે લાગી.—જુઠા વાયદા૦
સોતન હવ બેરન ભારી. બસ કીને કૃષ્ણ બીહારી.
કાસે કહું એરી મેતો હારી.—જુઠા વાયદા૦

**(૩૯૯)—ફીરોજ ગાયન**-(કર્મગતી) રાગ,કાલીંગડો,પદ,તાલ,ત્રિતાલો

જુગત સબહારે બીન **રતી**, રતીમેં ચલી ન મતિ.
કહાંકો **મહાદેવ** કહાંકો **શંબર**, કહાંકો **મદન-રતી.**
જો સ્વકિયા સૈ સ્નેહ લગાયો, સૈ. ગૌદ રમે પતી,
**રામચન્દ્ર** વનવાશ પધારે, જ્યોં જગ ત્યાગ જતી;
જબ **સિતાકો** લે ગયો રાવણ, કહાં થે **સીતા** પતી.
પંડિત જ્ઞાની પાંચો **પાંડવ**, કૈસી હુઈ ગતી,
નોકર, **અર્જુન ધર્મ** રાજભટ, **ભીમ** રસોઈ-પતી.
ગૃહ નક્ષત્રો મન **સમઝાવન**, રાહુ મંગલ-ગતી.
ફિરોજ ભૂપતિ રતિ જાય તબ, તોલ નહોય રતી.

(૪૦૦)—મીસ મલકાજાન—રાગ. સહાના ચાચર, તાલ-ગઝલ
જુદા મેરે પહેલુસે જીસ દિનસે તું હય;
તેરી સકલ હરદમ મેરે રૂબરૂ હય.
ખુદાકી કસમ હય મેરે દિલકો પ્યારે,
શબ દરદ દૂર હોગી તેરી જુસ્ત જુસે.

(૪૦૧)—મી. પ્યારાસાહેબ—રાગ. પીલુ, પિસ્તો.
જુલ્ફ પર પેચમેં દીલ અપના ગીરફતાર હુઆ. છુટના દુશવાર હુવા,
ઐઠ બૈઠે લાએનગે ઇશ્કકી આજાર હુઆ મુફત બીમાર હુવા.
ખાક સહરાકી તેરે હીજ્રમેં છાની એસી હય શિયત નક નરહી,
પારતલવોંહિ મેરે દસ્તકા હરખાર હુઆ, ચલના દુશવાર હુઆ.
હમસે છુપ છુપકે જો રાતોંકો ચલે જાતે હો ઇસકા બાઇસ તો કહો,
સચ બતાઓ તો તુમ્હેં કીસસે નયા પ્યાર હુવા, કોન દીલદાર હુવા.

જે (૪૦૨)—નરસીંહ મહેતો—રાગ. ભજન.
જે જાળ જગતની તોડી ફોડી, મુજ શરણુમાં આવેરે;
ભવદુઃખ તેના જાએ ભાગી તાપ ત્રિવિધ નવ તાવેરે.—જે જાળ.
સંસારીનું સગપણ છોડી, ભકિત મારી ભાવેરે
તેનો દાસ થઈ હું દોડું, જરી શરમ નવ આવેરે.—જે જાળ.

સાખી
સરીતા સાગરમાં મળી, લહે જેમ વિશ્રામ;
તેમ ભકત મુજ રૂપમાં, મળી લહે આરામ.
મારે આધારે રહે, મ્હારા ગુણ જે ગાય.
મનુષ્ય મજુરી આપતા; હું થી કેમ રખાય.—જે.

જે (૪૦૩)-શ્રી નૌતમ શારદા-
જે લખ્યા વિધિએ લેખ કહો શું ફરશે.
બાવળના કાંટા, કહો કદી શું ટળશે.
સુખકર છાંયા અમૃક્ષ શું કહો કદીએ તજશે,
ગુણ, દોષ સદાય સમજસે ભાવે ભાવીને ભજશે.
સરિતા સાગરમાં મળશે, નહિ તેલ પાણીમાં ભળશે,
તરૂવર પર વેલો મળશે, નંદનનવનનું પારીજાતક, ઉકરડે ઉછળશે.
.......................શું ઉકરડે ઉછરશે—જે.
જ્યોતિપર જંતુ જળશે, મુકતો હંસોને મળશે,
પયથી પણ પહાણુ ન ગળશે, "કરણી તેવી પાર ઉતરણી"
કહેવત જગ ઉચરશે, એ કહેવત જગ ઉચરશે.—જે

(૪૦૪)—અદલ દાનસાહુ—રાગ, કોરસ.
જેણે નહિ જોયો, તેણે ખોયો, એળે આ અવતાર;
કૈસર પોઝીશન વાળો સુધરેલો સંસાર.

પફ્ફ પાઉડર નહી કીધાં, ગાલે ન લગાવી લાલી;
આઇ ગ્લાસ પહેરી નવ ઓપ્યાં, કરઅમરેલા નવ ઝાલી.
તેની જીંદગાની ઠાલી

કઈ ડીયર, મીસ્ટર જ્યોલી, ગુડમોરનિંગ ઇવનીંગ બોલી;
વીઝીટ ન લીધી દીલ ખોલી, તે બાનુ બિલકુલ ભોળી.
નાટક ચેટક જોવાને, પોહચ્યાં નહીં સૌની પહેલે;
બેનડો મોટરમાં બેસી ફરીયા, નહી દરીયા સેલે, તેની જીંદગાની એળે

(૪૦૫)—રંગ તરંગ—
જે તુખમની તાસીર તે ટાળતાં ટળતી....નથી.
લાખ હો તદબીર તે એક પળ પણ ફળતી....નથી.
ખુદની જે ખસલત નસીહતથી તે પલટાતી....નથી.
કામળી કાળી કદી રંગયાથી રંગાતી....નથી.
મતલબી વેસ્યા કદી મહોબતનો ભરતી....નથી
આકના ફુલમાં કદી સુગંધિ સાંપડતી....નથી.

(૪૦૬)—મીસ કાલીજાન—રાગ. બિહાગ, તાલ. કહરવા લાવની.
જેસેં ગંગામેં જમુના લહર મારે,
કોઠે ઉપર કઠોરી બેઠી સુંદરીયા નજર મારે.—જેસે

(૪૦૭)—કર્મઃરભજન—રાગ. પદ.
જેને સાધુકી સંગત પાઈ, વાકી પુરણ કમાઈ,—ટેક.
દત્ત ગોરખ ગોપીચંદ ભરથરી, તો ગગનમેં છાપરી છાઇ—જેને.
અંકા. વંકા. કેથળ કુબા તો પાંચમી મીરાં બાઇ—જેને.
ધના પીપા ઔર રોહીદાસા, તો સજનો જાત કસાઈ—જેને.
ધ્રુવ પ્રલહાદ અંબરીષ વિભિષણ, ઉનકી ધન્ય કમાઇ—જેને.
કહત કબીર સુનો ભાઇ સાધુ, તો જ્યોતમેં જ્યોત મીલાઈ,—જેને

જૈ (૪૦૮)—વિદ્યાવિનોદ ઉર્ફે પાપનું પ્રાયશ્ચિત—
જૈસી પ્રીત હરામમેં, ઐસી પ્રભુસે હોય,
ચલા જાય વૈકુંઠમેં, પલા ન પકડે કોય,

જૈસા નર કરણી કરતા હય, વો અયસા ફળકો પાતા હય,
પ્રભુકો અખંડ ધામ છોડકર, રૈરવ નર્કમેં જાતા હય.
આમ્ર વૃક્ષકો ફળ હય કેરી, એરી બીજ કૈવચકા હય,
ઐસી તરેહસે કર્મકો ફળ જો, વો છીપકે નહિ રહતા હય.
ક્રીશન મોરારી ગીરીવર ધારી, તુજ બલીહારી ન્યારી હય,
સંત મહાત્મા નિશદીન ગાવત, મહિમા તેરો ભારી હય.

**જો (૪૦૯)–બાજીરાવ પેશ્વા–**

**જોબન** રંગે રંગાતી છાતી, સુપક્વ અનાર.
છાતી સુપક્વ અનાર, હિરાનો હાર, શોભીત સુખકર,
કટી કેશ ભારે લચકાતી, વાયુ વેગથી હું વહી જાતી.
ગાલો આ લાલશા રંગીલી રસીલી છબીલી હું નાર,
હશે **પુન્યશાળી** કોઈ મને ચાહનાર......રંગાતા.

**(૪૧૦)–સ્નેહસુધા–**

જોબન રસ ભર્યું લુંટો દીલદાર, ઝીલો ઝીલો સુધારસ સાર–જોબન.
હું મદવેલી ને નવેલી, પુર બહારે ખિલી રહેલી,
કુસુમ કળી નિરખાર ચુંટો દીલદાર લુંટો **દીલદાર**–જોબન.

**(૪૧૧)–લવ–કુશ**–વૈરાગ્ય–રાગ–ભજન.

જોને જરી જાગી મુરખા જોને જરી જાગી.
અલ્યા સુતો શું અભાગી ! જીવ ! જોને જરી જાગી.
સગાને સંબંધી ત્હારાં; સુખનાં છે બેલીરે (૨)
હેલી મેલી જાશે દુઃખમાં રડતોજ ત્યાગી.–અલ્યા સુતો શું.
કાયાની માયાને ત્હારી, કર તું વિખુટીરે (૨)
**તુટી ફુટી** સાંધનારો નથી કો વિરાગી–અલ્યા સુતો શું.
મ્હારૂં આ મ્હારૂં છે માની, ગુમાની શું થાતોરે (૨)
જાતો હરખાતો માતો જાશે હામ ભાંગી–અલ્યા સુતો શું.

**(૪૧૨)—ઉમાદેવડી—**

જોડી વીણ જનમ વૃથા **જગજાણ** પુષ્પ જેમ સુગંધી વીણ પરમાણ.
ચપળ કમળદળ નયન બન્યા, પણ મહિં **કીકીની** તાણ.
સુંદર **ચંદ્ર** વદન પણ અંદર, નહિ નામનિશાન–તેમ પિછાણ.
વિકટ વાટ સંસાર તણી. ત્યાં સુખનો એક વિશ્રામરે.
ભવ જંગલમાં **મંગળ** રૂપે, જોડી છે જળ ધામરે,
દેતું **દયાનિધિ**!? દયા કરીને. જુક્તિ જોડીનું દાન.–(૨)
સકળ સુખ ખાણ...જોડી.

**(૪૧૩)—સતી દ્રૌપદી—**

જોજે અલી હર્ષઘેલી થતી ભાન ભુલી જતી,
જાણી **રતીપતિ** સજુગી શાણી. સ્નેહનાં સુરાજ્યમાં–હાં.
જોજે અલી **વલ્લભથી**, મળી વેલી વાંકી વળી,
આથી જતી ભુલી થઈને શાણી.—સ્નેહના૦
**પિયુસંગ** હાસ્ય લાસ્ય નેત્રના વિલાસમાં,
જડી રહી **પ્રીતમ પ્રાણ પ્રેમરાગ** પાસમાં.
**દીલકર્ષ** હર્ષ સ્પર્શ હર્ષના પ્રકાશમાં,

ભલા ભલા ભાગ્ય ભોગ યોગના **વિલાસમાં.**
ભોળી ભોળી બાળા **પ્રીતમ** સંગ, વસી હસી ધરી અંગ ઉમંગ,
સોંપીને સ્વામીની સેવામાં અંગ, માણીશ નિત્ય નવા નવા રંગ.
રેની સ્વામી સંગ મળી, અખંડ ભાગ્ય તારૂં બળી,
સાગર સંગમાં ગંગા મળી, રહે જે રીતે સુભાગ્યમાં.

**(૪૧૪)—સતી દેવહુતી—**
જોડી રૂપાળી બનશે એ રૂષીવરની વૃદ્ધિ તું નવ યૌવના,
યોગીરાજ જ્વ યોગ આચરશે, સખી સામગ્રી ધરશે.
યોગ કાર્ય સંપૂર્ણ સાંધીને **રતી** અંતર **રતી** ભરશેરે,
**શુભ** યોગે **શુભ** ફળ મળશેરે, **જગદમ્બ** સ્વરૂપે ઠરશે.
—રૂષીવર એ **પરમેશ્વર** મારા, પૂર્ણ પ્રતિજ્ઞા કરશે,
દેવ ગણી નિત્ય સેવા કરતાં, કલ્યાણ કોટીક કરશેરે.
સખી વ્યંગ થકી શું વળશેરે, નહિ આત્મ નિશ્ચય મમ ફરશે.
વા...... ... ... ... ......જોડી.

**(૪૧૫)—"રા" માંડલીક**—રાગ કવ્વાલી
જો મરણ એ **જીંદગીની** છે અરે છેલ્લી દશા,
તો પરાર્થે અર્પવામાં આ જીવનના મોહ શા.
ખીલી ખરી કરમાય છે પુષ્પો મુકે પણ વાસના,
**અમર** નર તો તે ખરા જે **અમર** કરતા વાસના.
મારા તમે **પરમાત્મા**, હું છું તમારો **આત્મા.**
**પરમાત્માને** શરણે જતાં, કૃત કૃત્ય થાતો **આત્મા.**

**(૪૧૬)—ઉર્વશી-પુરૂરવા—**
જોજે જૂઠાની બાજી છે. બધી આ, નામ નિશાની કંઇ નહી.
જોયું નપાશી નેત્ર વિકાશી, સાચી કમાણી કંઇ નહી.
**પંચભુતોનો** પીંડ અરે આ નિસબત કશાની કાંઈ નહિ,
**જીવ** ગુમાની ને **અભીમાની,** છે સહુ ફાની કાંઇ નહિ,
જોર જુવાની, છે જીંદગાની, ખાખ થવાની કાંઇ નહિ...જુઠા.

**(૪૧૭)—સતિ-સીતા—**
જો **પતિને** પજવે વચન વજે. તે બૈરૂં ના કે'વું,
રહી રહીને રીએ ને કાન તોડે, તે શેનું સાનું કે'વું.
રૂપ રંગમાં હોય અનુપમ, પણ પિતળ નહી સોનું,
હોંશ કરી હૈયે ધરીયે તો, વિશ્વે થાય વગોણું.
પુરણ કસોટી છેદન ભેદન, તાવેથી પણ તેવું,
**કુંદન** તે કુળવાન સમજવું, ધાટ ઘડાવી જોવું.
આણી પંડ જે જવાબ દેશે, સો વરસે પણ તેવું,
સોના સમ **શીયળવંત** સતી, ગૃહ ભુષણ માની લેવું.

**(૪૧૮)—કૌરવ પાંડવ ભાગ ૧ લો—**

**જોગી થઈ આ ભોગીના,** શા ઢંગ જટા ધારી ?
**ત્યાગી બની સંસારીના,** શા ઢંગ જટા ધારી ?
**નિરજન વનના** વસનારા છો, વપુએ વલકલ કસુનારા છો,
**ધર્મ ધ્યાનમાં ધસનારા છો, માયાથી** દૂર ખસનારા છો.
તેને શી, નારી ? અરે ! ચિત, તેને તે શી, નારી ?—જોગી૦
**—શકિતકા હમ હય પુંજારી,** ઊપાસના ઉસ્કી હય ભારી,
**વાહવાહરે નિર્મળ બ્રહ્મચારી.** ભકિત તો આ ઉત્તમ ભારી.
**છે જગથી ન્યારી, આહા, હાહા ! છે જગથી ન્યારી.—જોગી૦**

**(૪૧૯)—જાળંધર અને સતિ વૃંદા—**

જો સખી ! આવે મ્હારો **હંસરાજ** લોલ !
લટકે રમીને લ્હેરી લાલાને રીઝાવીએ-જો સખી.
સાખી "**ઉદર સરોવર તટપરે, અંબુજ એ વિકસેલ,**
"**મન મુકતાફળ અરપવા, જુગ્તે રાખી મુકેલ.**
**હંસણીની** ચાલ ચાલી ચંચળ ચળાવીએ એ.
પિંજરે પુરીને હૃદય **સ્નેહમાં** રમાડીયે-જો સખી.

**(૪૨૦)—સરદારબા—**

જોજે હો અલી ઘેલી. કળી મળી, ભોગી. ભુંડા કળી જન,
રસની રસીલી થતાં લુટાલુટ, આ વ્હાલી વીસરી જન.
**પ્રેમની** પ્યાલિ ને સાહેલી ઝાલીને જોજે હો જોજે હો જોજે આ વ્હાલી વીસરી જન.
**વ્હાલાંના** વેણુ રસીલા નેણ. ભભૂતી નાખશે બ્હેન,
ભભુતી ઘેન ભુલાવે ચેન. જોગનની શી તરફેણ.
**રસીલા** સજોડે, મ્હાલો ભલે કોડે, બકે ન્હાને મોઢે શું મચકોડે.
**પ્રેમ** બગીચે ભમતી ભમરી, લેની ગુલાબ કેતકી લ્હેર.
**ઘડીક** ગુલાબ ઘડી કેવડે. ચતુરાઇથી રસ લે ચોમેર,
તોઓ ગુલાબ એનો નવાબ, હોય, બા હોય, આ લ્યો તારે.-જોજે હો.

**(૪૨૧)—તારા સુંદરી—**

**જોબનવંતી હું** તો રાજાની રાણી, રાજાની રાણી મોજે લેઉં માણી.
રૂપરંગીલું હું પામી છું આવું, ભપકે ભરાતું ભલભલાને પાણી.
રૂપ ભૂવનમાંહિ ભૂપને ભૂલાવું, મને મોહિ ને કંઇ કહેતાં ઇંદ્રાણી.

**(૪૨૨)—બુદ્ધદેવ—**

જોસે સાળો ડહાપણનો **ભંડાર**, હાં હાં. મોટો કર્યો વેપાર, (૨)
**બની** ઠની આવ્યો ભર ચૌટામાં, પૂછ્યા ભાવ બજાર **હાંહાં.**
**કહે છે** ખરીદી લાવ્યો ભાજી, છે સુંદર ને વળી તાજી,

ના તજે તોયે પતરાજી, કરી **અક્કલ** તણી હરાજી;
કરો મશ્કરી, ભલે પરાક્રમ જો જો બીજી. વાર (૨)-જોયો.
મળ્યો દલાલ પુરો પાજી, એણે બગાડી બધી બાજી,
હવે બુદ્ધિ બતાવું ઝાઝી, જેથી બજાર ઉઠે ગાજી.
કોણ પછી કહેનાર મને છે, ઘરમાં માંખી માર, હાં હાં (૨)
હુંશીયારીથી બની જવાના, મુનીમ **હડફાલાલ**, હાં હાં (૨)-જોયો.

(૪૨૩)--**સ્નેહ-સુધા**--
જોઇ માડી મુર્તિ હું ગઇ છું લોભાઇ,
મધુરી મીઠડી આનંદની લ્હેર હૃદય માંહી છાઇ.
મારીને **મોહબાણ** ઘાયેલ બનાવ્યો, હું ગઇ ફંદે ફસાઇ,
હાજર હુકમે **દાસ** તમારો, **પ્રેમી** મળ્યો પ્રાણ પ્યારો.
રશીલી રંગીલી છબીલી નવેલી આજે આનંદ વધાઇ.-જોઇ.

(૪૨૪)--**બોડાણા નાટક**--
જોબન ઝુલે (૨) **પ્રેમ** ઝુલે અણ ઝુલે, કોઇ રશીયાનાં **નૈન** જોઇ ખુલે,
મીઠી મનહારી મુખ **કાંન્તી** કે જોઇ લાલ,
મલકેરે (૨) **કામી** મન માને મનમાં;
ચાલ મારી લટકાળી ભાળી, ભુલે.-જોબન.

(૪૨૫)-**માયા મોહીની**-
જોબનીયાની ભૂકીથી ભાન ભુલાવે, હું લાવી, ફુલાવી રમાવી હસાવી.
તનમન હરસે ફુલાવે, માની મનાવે લોભાવે-જોબની.
ખુબી છે તારી ન્યારી, **કાયા** કુરબાન મારી.
પાળી આ **પ્રેમની** તે જાલિમ કેવી **કાતીલ** મરી.
વેળા છે શારી શાણી,-લ્યો બસ મોજ માણી, બન્ને જોડાઇ સાથ.
ફેરવીશું **પ્રેમ** ઘાણી, લટાવી, પટાવી, બોલાવી, ફશાવી,
તનમન હરસે ફુલાવે લોભાવે, માની મનાવે લોભાવે-જોબની.

(૪૨૬)-**સ્નેહ. સુધા**-
જોબન રસભર્યું લુંટો દિલદાર ઝીલો ઝીલો સુધારસ સાર-જોબન.
હું મદઘેલીને નવેલી. પુર બ્હારે ખીલી રહેલી.
કુસુમકળી નિરખાર **ચુંટો દીલદાર લુંટો દીલદાર**-જોબન.

(૪૨૭)-**ભગવદ્ગીતા**-રાગ, ગઝલ, કવ્વાલી.
જો દૈવ ! દે તું દીકરા તો દેજે સમા જે દનકરા;
કુળ પૃથ્વીને કરતાં **પ્રકાશિત**, દુઃખ તિમિર ટાળે ખરા.
એવા ન જેહો દીકરા, તે દીકરા નહિ ઠીકર્યા;
બહેતર અરે એથી બહુ, રસ્તે રઝળતા ઠીકરાં.

કે કામ આવે તે કાંઇ, આતો નામને ડુબાડતા;
છે ભારે રૂપે ભૂતની, માબાપના તન તાવતા.
એવા અરેરે, દીકરાથી, વાંઝીયારહેવું ભલું,
જેને વિતે તે જાણતા, કુળ કુપુતનું કેટલું.

**(૪૨૮)-શ્રી નોતમ શારદા-**

જોબન આવે જોબન આવે જોબન આવેરે-રસીલું
**પ્રેમ પઢાવે રતીરસ** લાવે, ચેન ચોરાવેરે-રસીલું
ચિત્તને ચઢાવે મનડું મુંઝાવે; મદન ડોલાવે રસીક રસીક-પ્રેમ૦
શરીર સુહાવે વિવિધ ભાવે રશ રીઝાવે રસીક રસીક-પ્રેમ૦

**(૪૨૯)—ભોજ કુમાર—**

જો જરી **રશીલી** જોને, જો જરી છબીલી જોને.
જોબન મદમાતી જોને, જો જો જોને તું **પ્રીયપ્રાણ** જોને.
નહિ હઠીલી બહુ હઠ શારી, જો જો જોને તું **પ્રિયપ્રાણ** પ્યારી.
**પ્રેમને** કુવે ઉતારી, વ્હાલાવર્તન વાઢશો,
બોલોને રશીલા લાલ બોલોને છબીલા લાલ;
તું બોલ બોલ બોલેરે, વચન **રશીલા**, સાંભળી આ કાલાવાલા.--જો.

**(૪૩૦)—સત્યનારાયણ--**

જોબનીયું અંગે અંગે છલકાય, કોણ શરમાયે ઢળી રશ જાય,
વેદના ના બા, કળી ના કળાય મનડું મુંઝાયે, કળી ના ચુંટાય—જો.
કળી ચુંટાયે તો સુખ થાયે, જાયે અનંગનો રંગ.-કોણ-જો.
કોમળ કાયે નહી રહેવાયે થાયે, આ રંગમાં ભંગ-કોણ-જો.

**(૪૩૧)--જોટાનો ધંધો**-સટોરીયાની હાલત (ભાપણ ઘડ)

**જોટાનો** પાટીઆનો ધંધો કરીને, **લોટો** પીવા નવ રાખીયો,
**ધણી** ભીખારી જાતે બન્યા, અને બાપ કે'વાતો. તો **લાખીયો.**
**હાલ લાખ રૂપિયાનો આસામી** હતો-[ભાગાતળાવમાં મારૂં ઘર છે]-જો
**જોટાનાં** ધંધામાં મંડયો રેશે, તે નક્કી આમ બનશે **અભાગીયો,**
**પતી** મ્હારા પૈસા વગર શું કરવું, હાં હેવા તાલ જોઈ થર થરવું-પતી.
(આમ શા ઉપર બેઠું છે ? અરે ગધેડાપર, હજીએ પણ **જોટામાંથી,**
ડોળો જતો નથી, જુવો ભીખ માંગતો થઈ ગયો તો પણ જો જો
ભાઇ-જોટાની ફજેતી. )
પાટીએ પાટીયાં કેઇકના વળાવ્યાં, વગર મ્હેનતે દુઃખીયામાંથી કહાડયાં,
ફકડ થઇને બજારે ફરશે, પત ગયે ધડો કોઈ ન કરશે;
[અરે વાહરે, મારા **દેવાળીયા ધણી!** લોહી થોડું ને ચરબી **ધણી.**]!

**(૪૩૨)--વીર રમણી--રાગ-ભજન--**

જો બાસ વગાડે તાબુરે, જીંદગી જવાની,

નથી **કંચન** પણ છે કાંસુરે, જીંદગી જવાની.
અભિમાને ફોક ફુલાવા, **માયા** ગારે લપટાયા,
અજ્ઞાન તિમિરમાં ધાયા, લાલચ જાળે સપડાયા.
તો વરસે દુઃખ ચોમાંસુરે, જીંદગી જવાની,
જ્યારે **કાયા** કરમાશે, સ્મશાન મહીં ફુંકાશે.
કાં **કબર** વિષે પુરાશે કે ખેચર ચુંથી ખાશે,
સમજે તો સાર તું આંસુરે–જીંદગી જવાની.

**(૪૩૩)--કાંટાનું કરેશર--**

જોઇ જગત જોઈ દુન્યાં, જોયો કારોબારરે,
આંખો બંદ કરી રાખી જેને, ખોયો સરવે સારરે....જોઇ.
યત્ન યુકિત ને અંગબળે, બસ ભરો ખજાનો યારરે,
પાસા એવા ફેંકીએ ભાઇ કે પડે સદા પોબારરે....જોઈ.
સુખ દુઃખની હસ્તી કેવી એ ખાલી મનના ફેર,
કોશીસોથી મોજ કરોને, કરે દુઃખને જેર;
આંખો બંધ રાખી જેને, જોયો સરવે સારરે....જોઇ.

**(૪૩૪)—વિરકુણાલ--**

જોગીવર મારા, મોગાશ્રંગાર માનો માનો, ક્યો પ્રેમ પંથ આ છાનો.
હાં છાનો હાં છાનો એ પ્રીતિરસ પીવાનો;
જાજવાની **જોગી** હું તમને, **જોગણુ** થઈ અલબેલી,
અલબેલી હું ઘેલી ઘો રાગરંગમાં રેલી.
આલીંગન **ચુંબન** અધરામૃત અમૃન સિદ્ધી સાધો,
હાં સાધો હાં ! આ નવિન જોગ આરાધો.

**(૪૩૫)—રાગ–સાજ–સંગ્રહ**—શિવસ્તુતિ–રાગ–ગઝલ–કવ્વાલી.

જો હય મન કામના સુખકી, **સદાશિવ** નામ ભજ પ્યારે,
મય કહતા હું તેરે હીતકી, **સદાશિવ** નામ ભજ પ્યારે.
બરાબરા **શમ્ભુ** કે દાતા, જગતમે હય નહી કોઇ,
પલકમે દેતે હય સિદ્ધી, **સદાશિવ** નામ ભજ પ્યારે.
કહા હય ધ્યાન મન તેરા, શરન ગૌરિશકી **લેહ** કર,
તરે લાખોં મહા પાપી, **સદાશિવ** નામ ભજ પ્યારે.
મિટાહર ઘોર દુખ જનકે, મહા સુખદાન કરતે **હય**,
તૂ તકતા બાર હય કિસકી, **સદાશિવ** નામ ભજ પ્યારે.
તેરે ઉપર દયા કરકે, પુરિ અપની મે લે આયે,
નહી ફીર ચેત કયોં અબ ભી, **સદાશિવ** નામ ભજ પ્યારે.
વો તારક **મંત્રહે** તુજકો કબી સંસાર સાગરસે,
કરેગે પાર બિન દેરી, **સદાશિવ** નામ ભજ પ્યારે.

કહાં શોલા મિલે અયશા, સમઝ લે સિધી ઉલટીસે,
અનુંઠે દેવ હય શિવજી, સદાશિવ નામ ભજ પ્યારે.
તેરે મન કામ ઝટ સારે, પુરેંગે લે શરન ઉનકી,
મિલેગી સદ્દા હી મુક્તિ, સદાશિવ નામ ભજ પ્યારે.
રહેગો ક્યા કમી તુજકો, કભી જો ખોલ બેઠેંગે.
વો રસમય સિદ્ધીકી ઝોલી, સદાશિવ નામ ભજ પ્યારે.

(૪૩૬)--નિતીમાન નરગેઝ--
જોવા તુજ દિદાર છું. ઈન્તેજાર,-મોહબ્બત તુજની શોધું,
તુજ ગોલ ઘટમ, ગરદન ગોરી કેવી, જાવું બગલમાં લઈ દોરી.
રંગીલી રસીલી પ્યારી, પ્યાર તુજ સીને ધરે.
કદર આએ મુર્ખોની કરે, ગુમકુની ગુલીખાં કરે,
ફેરો રંગીલો, રશીલો. હરેશો, ફરેશો, રેજીસ્ટર્ડ, રીઝર્વડ છું બાંકો જવાન.

(૪૩૭)--જાંનીશાર--
જોબન લચ્છેદાર યાર મોરિ બગીયામે.
ચુન ચુન કલીયાં મે સેજ બીછાઇ સોવેગા દિલદાર...મોરી૦
સોનેકી હરીયા જીવના પીરોસ્યું ખાવેગા મેરા યાર...મોરી૦

(૪૩૮)--ગાયન દર્પણ--રાગ, દીપચંદી-સા. પર. સમ. સુર-ધ
જોગન ભઈ મેં સંગ પિયાકે, છોડ ચલે મોકુ બનમે...જોગન
અપને પીયાકુ મેં ઢુંઢ ફીરત હું, રાત[illegible] મેરે તનમે...જોગન.
કા કરૂં કોન જાવું સખીરી. હારી સોચ કરૂં મેરે મનમેં,
કાહેસે હમસે રૂસ રહે હો. મોકુ અકેલી છાંડી બનમેં:
માણેક કહે પ્રભુ બેગી મીલોગી. નહીં તો પ્રાણુ તજુંગી છીનમે...જોગન.

(૪૩૯)--ગાયન દર્પણ--
જોબન આતી ફીરે છુંદ ભરીરે...જોબન૦
પાયેલકી ઝનકાર સુનાવે. ગજ ગેંડીકી ચાલ ચલે,
ભવાં કમાન બનીહે દો નેનાં, રંગ રસ ભાસે પ્રાન હરે;
છુંદ ભરીરે... ... ... ... ...જોબન૦

(૪૪૦)--ગાયન દર્પણ--રાગ, આડ, ચોતાલ,(ના. પર. સમ. સુર ગા),
જોબન છુપાયે સખીજા, ભલા, ગોરી રાધે....જોબન૦
સીર પર ઘડા વારી, ઘડે પર ઝારી, પતલી કમર લચકાયે.
ભલા... ... ... ... ... ...જોબન.

(૪૪૧)--શ્રી બ્રહ્માનંદ ભજનમાળા--રાગ-ગઝલ-તાલ-૩
જો ગર્ભકા ઈકરાર થા, તુમે યાદ હો કે ન યાદ હો...ટેક.
ઉલટે બદનસે લટકના ઔર લખ ચોરાસી ભટકના,

ફિર સોચકર સિર પટકના તુમે યાદ હો કે ન યાદ હો....જો.
પિછલે જનમકા સંભારના, સબ કર્મકા વો વિચારના.
ફિર ઇશ ઇશ પુકારના, તુમે યાદ હો કે ન યાદ હો....જો.
વિષયોંસે દિલકો હટાવના, હરિકે ચરણમે લગાવના,
કિસી જીવકા ન સતાવના તુમે યાદ હો કે ન યાદ હો....જો.
ઉસ બાતકા બિસરાવના, દુનિયાંકી મોજ ઉડાવના,
બ્રહ્માનંદ ફિર દુઃખ પાવના, તુમે યાદ હો કે ન યાદ હો....જો.

(૪૪૨)--રામવર્ષા--ઉપદેશ-રાગ-ગઝલ--

જો મોહનમેં મનકો લગાયે હુએ હૈ, વો ફલમુક્તિ જીવનકા પાયે હુએ હૈ-ટેક.
જો બંદે હૈં દુન્યાકે, ગંદે સરાસર, વહ ફંદેમેં ખુદ,કો ફંસાયે હુએ હય,
જો સોતે હય ગફલતમેં રોતે હય, આખિર, વહ ખોતે રતન હાથ આયે હુએ હય.-જો.
ખાતર હય ન યમકા, ડર, મોત ગમકા, જો મોહનકો દિલમે બિઠાયે હુએ હય.-જો.
પકડ પાયા મુર્શદકે દામનકો જીસને. વહકી હય મગન સબ સતાયે હુએ હય.-જો.

(૪૪૩)--મીસ, જાનકીબાઈ--રાગ-કાલીંગડા-તાલ-ત્રિતાલ--

જોબન પીયા બારેસે તજ દીની, ૩ હાં બારે,
ખલિલ પીયા કાહે રોવત-૨,(અરે જો બિધના લીખ દાની, જોબન પીયા.)૩.

(૪૪૪)--મીસ, ગોહરજાન-રાગ-તાલ-દાદરા--

જો પીયા આયના મોસે, સહા દુઃખ જાયનાં,
જીયા જાગે જાગે સતાવે, પીયા આયના મોસે સહા દુઃખ જાયનાં.

(૪૪૫)--મી. મહમદ હુસેન--રાગ કાફી. કહરવા.

જોગી રૂપ બનાયો રાવનને, બનસ્પતિ પર આસન લાયે!
સીતા માતા યોં ઉઠ બોલી તેરોરે કાલ જોગી યહાં લે આયો;
એક બન ઢુંઢા સકલ બન ઢુંઢા, જલહર કહીં નપાયો;
ઔર બાતકી ઇચ્છા નાંહિ, જલકો પ્યાસો જોગી તેરે દ્વારે આયો.
સીતા જલ ધડવા ભરલાઇ, તબયે છલ દિખલાયો,
બાહે પકડ ઝોરીમેં ડારી, તબ લંકાકો ધ્યાન લગાયો.
રામચંદ્ર બન ખંડકો સિધારે, લછમન ધીર નપાયો,
ગરૂડ પંખ રખવાલી જીનકે મારે ચાંચ રામા નિચે ગીરાયો.

(૪૪૬)—શ્રી બ્રહ્માનંદ ભજનમાળા—રાગ-ધુન-તાલ-૩

જો જન હરિકા ધ્યાન લગાવે, સો ભવસાગર પાર તરેરે...ટેક.
હિરદે બીચ કમલકે અંદર સિંધાસન નિર્માણુ કરેરે,
તિસકે ઉપર કોટી ભાનુસમ હરિસ્વરૂપ મનમેં સુમરેરે.—જો.
પગ નૂપર કટિમેં મણિમેખલ સુંદર પિતાંબર પહરેરે,
કૌસ્તુભમણિ બનમાલ ગલેમેં કુંડલ કાનન બીચ પરેરે.—જો.
ચતુરભુજા બાજુબંદ સોહે કરકંકણુ ધુનિ મનકો હરેરે,
શીશમુકટમણિ રતનજડિત હે શંખ ચક્ર ગદા પદ્મ ધરેરે.—જો.
વામ અંગમેં લક્ષ્મી વિરાજે શેષનાગ સિરછત્ર કરેરે,
શિવ બ્રહ્માદિ ખડે કર જોડે બ્રહ્માનંદ મન મોદ ભરેરે.—જો.

(૪૪૭)—અમૃત.

જોબન બાલારે સાજનવા ચલે કીસપે તડપતી છોડ,
અબ અખીયનમેં નીંદ ન આવે, જાગો નહીં મોંહ મોડ—જો.
સુઝે લપલો ન હાર, નહીં આવે કરાર, રહું ન્યારા ન જાર,
લગે આશકાંકા તાર, ગમે દુરીસે હાર, જાઉં મેરે ગમાર.
હે કે આહો નાથ, ચલે કીસપે તડપતી છોડ—જો.

(૪૪૮)--વીણાવેલી—

જો જો કૌતક જગનું કામ સધાયે ઠગનું;
સાધુ વા ખાય, ને પાખંડી પુજાય, ખમા ખમારે થાય—જો.
સાચો કુટાય, અને જુઠો મનાય, પોલંપોલ ચાલ્યું જાય—જો.
પોપટ પુરીને પુરૂ પાંજરે ન પાણી પાય;
મામો કહીને દુધ સાપને તો દેાા જાય.
દુનિયા !—દુનિયા !—વ્હારે વાહ, દુનિયા !
બકરાંની હદ દેખી વાઘની નહિ હદ થાય;
ઘરના તો ચાટે ઘંટી બંટી બાવાજી ખાય;
ગરીબ રહે હાથ ઘસતા, મારતાં મીયાં પુજાય—દુનિ૦

(૪૪૯)—મહાભારત—

જોને વસંત આહ ! ! પુનેમનો ચંદ્ર વાહ ! !
આણી અનંત ચાહ ! !.....વીરહી બન્યો—ટેક.
હસી હસીને ઇલા સુંદરી બોલાવે,
વામા વ્યાકુળ થઇ ચિતડું ડોલાવે;
જુઓ સજ્યાં જે લીલાં ભેટવાને ભાવે,
કાજળ ઝળ મોતીથી પિયુને વધાવે;
પિયુ ધારશે મજીના ચીરૂ........જોઇને૦

**સાખી** { **વસુંધરા વશ ચંદ્રની, ખચીત પાડવા ખીજ;**
**મલકાવે મુખ મલપતું, વાદળમાંથી વીજ.**

શશી શરમાય છે, આભમાં ભરાય છે;
લલના લપાય લાજ આણતી.
અંધકાર ઓઢણું ખેંચીને મુખપર,
શ્યાણી થઇ ઘુંઘટડો તાણતી.
આ તારા તાલ જોઇ ભાગે છે કોમ કોઇ--જોઇને૦

**(૪૫૦)—બ્રહ્માનંદ ભજનમાળા**-મંગળ-તાલ ૩

જોગજુગત હમ પાઇ સાધો જોગજુગત હમ પાઇરે—**ટેક.**
મૂલ દ્વારગેં બંધ લગાયો ઉલટી પવન ચલાઇરે,
પટચક્રકા મારગ શોધો નાગન જાય ઉઠાઇરે.
નાભીસેં પશ્ચિમકે મારગ મેરૂદંડ ચડાઇરે,
ગ્રંથીખોલ ગગનપર ચડીયા દશમેંદ્વાર સમાઇરે.
ભંવરગુફામેં આસન માર્યો કાયાસુખ બિસરાઇરે,
બિન ચંદા બિન સુરજ નિશદિન જગમગ જોત જગાઇરે.
શિવશક્તિકામેલભયો જબ સુંનમે સેજ બિછાઇરે,
બ્રહ્માનંદ સતગુરૂ કિરપાસે આવાગમન મિટાઇરે.

**(૪૫૧)—દીલરૂખુસાર—**

જોગન હો ગઇ ખો ગઇ બાત જબસે પીયાકી.
ખુશ લગી ગાત—જોગન.
યાદ પડે મોહે નીત વોહ પીયારા કલન પડત જીયા જાત,—

**(૪૫૨)—બુલબુલે બંગાલી—ગઝલ.**

જો સમઝું આંખકા તારા તો વોહ ના મેહરબાં કયું હો,
ઝમીને મસકન ઉસકી મેરે હકમેં આસમાં કયું હો.
વોહ બુલબુલ હું કે રેહ સકતા હું બરગે ગુલકે સાયેમેં,
ગુલીસ્તાને જહાંમેં મુજકો ફીકરે આસીયાં કયું હો.
યે આફત હે કે દીલસેભી નહીં કર સકતે હમ બાતેં,
પરાયા હો-ચુકા હો જો વોહ અપના રાઝદાં કયું; હો.
જો ઝાલીમ હેં વોહી તો ફુલતે ફલતે હેં દુનીયામેં,
ચમન જોહરકા તેરી તેગમેં સીરફે ખીઝાં કયું હો.
દમે ફુરકત વોહ દીલમેં ન પકડેગા યે પર હરગીઝ,
મકીં ખુદ જીસકા હો મોજુદ વયરાં વોહ મકાં કયું હો.
કીસી નાજુક બદનકા કયા તસવ્વુર દીલમેં રહેતા હે,
કહો તો હોશ ઇન રોઝોં તુમ ઇતને ના-તવાં કયું હો.

(૪૫૩)—ભજન સંગ્રહ—રાગ-કાફી.

જો તું શ્રીકૃષ્ણ નામ મુખ ધરતો, જમકો ત્રાસ સબહી મીટ જાતો;
ભગત નામ તેરો પડતો, જો તું શ્રીકૃષ્ણ નામ મુખ ધરતો.
આગલો જનમ તેરો પીછલો જનમ, તેરો અગલો જનમ હી સુધરતો.
સુરદાસ બેકુંઠમે જાતાં, તેરો હાથ કોન પકડતો—જો તું શ્રીકૃષ્ણ૦

(૪૫૪)—શ્રીમતી મંજરી—

જોતન લગે પીર પ્રભુ વોહ તનહી જાને પીર,
ઔર ન જાને સાર કોઇ યાતુમ જાનો રઘુબીર.
તુમ જાનો રઘુબીર પીરકો પીર ક્યું બેરલગાઇ,
બેગ ખબરલો દુખીયારીકી ઘોરઘટા હઇ છાઇ.
મેરી સુધલે શામા કાહેકો બીસાર દીની,
કાહેકો ન આઓ ધામ અયસે બેકદર નાહી તુમહો
દુખકો હરો.

(૪૫૫)—બ્રહ્માનંદ ભજનમાળા—રાગ-ધુન-તાલ-૩.

જો જન ધ્યાન ધરે નિર્ગુણ કો સો ઇશ્વરકા દર્શન પાવે.-ટેક.
જાય એકાંત ભુવનમેં બેઠે કોમલ આસન ભૂમિ બિછાવે,
ચિંતા ફિકર છોડ સબ મનકે ત્રિકુટી મહલમેં સુરતિ જમાવે.
પહલે પહલે રવિ શશિ તારે પલ પલમેં બિજલી ચમકાવે,
દૂર દૂરકે દિવ્ય દેવગણ પુન પુન તેજ બીચ દરસાવે.
દિન દિન ધ્યાન ધરે યોગી જન બ્રહ્મજ્યોત ઘટમેં પ્રગટાવે,
કોટિ ભાનુ સમ ઝિલ મિલ ઝિલ મિલ રોમ રોમમેં સુખ ઉપજાવે.
કર્મન કે બંધન સબ ટૂટેં માયા મોહ જાલ કટ જાવે,
બ્રહ્માનંદ મોક્ષ પદ પાવે ગર્ભવાસ ફિર કે નહિ આવે.

(૪૫૬)—ફાંકડી ફીતુરી—

જોવો જમાનાની સોધો નવી આયે છતરી મારી બધરીની,
પાનીને દુર ને તડકાને દુર રાખે છતરી મારી બધરીની.
કુતરૂં બીલાડું કોઇ આવે તો એનાથી દુર,
દરીયા કીનારાના કોરગાની કાહાડે એ ધુર.
દુર બસ દુર બસ દુર દુર દુર,
સારી છતરીઓ શોભાએ હેયું તે દેખી હરખાઓ.
કાયદાથી જો વાપરે જેમ તેમાં વરસાદ આવે કેમ.

(૪૫૭)—જગ વિજય—

જોબન આવેરે આખી આલમને નાચ એ નચાવે,
જો રંગ લાવે અરે હારે હાવ ભાવે—
જગ જન મન લોભાવે—મોહાવે—આખી૦

મદ ભરેલી આંખડીનું ઘેન બીજાને આવે બ્હેની;
વાણી બને છે મુંગી-સાન કરી સમજાવે બ્હેની—આ૦
રસસાગર હૃદયે વહે, નયણે નેહ છવાય;
ચંચલ ચિત્ત બને અને જગ આ **પ્રેમી** જણાય.
મનડું મસ્તાન—આંખ મદથી ભરેલી;
દુનિયાં દેખાય **પ્રેમઘેલી** બનેલી.
રસિક રંગ રાગે, અનંગ રંગ લાગે;
સ્નેહાળ ઉર જાગે, જીવન લ્હાણુ ગાગે—છે હાં જોબન.

## (૪૫૮)—સંગીત બકાવલી—

**જોબના** અકારત જાઇ મેરી ગુઇયાં,
નહીં કોઇ સાથ હે છયલ સ્યામ—જોબના.
**ક્યા ચંદા** બીન રયેન સોહે, કયાં **ફુલોં** બીન હાર,
**ક્યા મોતી** બીન જવહરી, કયા **સાજન** બીન નાર—જોબના.
ફુલા **ગુલશન** ફુલસે હે, બેઠે ઉસમેં **કાગ,**
**બુલબુલ** બીન ગુલજારમેં, લગે ચમનકો આગ—જોબના.

## (૪૫૯)—મહાન કવિ જયદેવ—

**જોબન** પરિમલ ભીની ચાલ બ્હેલી જરા ચાલ;
મંદ હાસ્યે મ્હેંકે, અલી! ફુલડાનાં ૪ાલ.
સામે આંબલીયાની ડાળ,
પેલી સરોવરીઆ પાળ
વદન કમળ કોઇ ત્હારૂં જોશે જો બાળ,
બુલબુલ જો કદિ જોશે સાહેલી તારા ગાલ.
**હંસો** જો કદિ જોસે તુજ **દંત** મોતી **માળ**
ગુલાબ કુંજ છોડી, મુક્તાની પ્રીત તોડી,
ચોમેર ત્હારી ભમશે અલી પંખીડાની જાળ.
(સખી) ! શું અલબેલી કોઇ જન્મીજ નથી ?)
અલબેલી ભલે જગમાં જન્મી હો હજાર,
પણ ન્યારી સહુથી ન્યારી સાહેલી તારી ચાલ.
યૌવન મદે ભરેલા.
સખી ! આ શું ગાંડી કેલી ?
શી લાગી તાલાવેલી.
શું છેક શરમ મેલી ?
સંભાળ કેશ ભારે ગ્રીવ લચકશે જો બાળ,
લટક ગટક જોઇ **જોગી** બનશે બે હાલ—જોબન૦

(૪૬૦)—બ્રહ્માનંદ ભજનમાળા-મંગળ-તાલ-૩.

જોગ જુગત હમ જાની સાધો જોગ જુગત હમ જાનીરે-ટેક.
ખેંચ અપાનપ્રાણધર લાયે નાગીન નીંદ જગાનીરે,
મેરૂ દંડ ખોલ કર ઉપર બ્રગર ગુફા ઠહરાનીરે.
જિહ્વા ઉલટ ખેચરી મુદ્રા તાલુ બીચ લગાનીરે,
ત્રિકુટીમહલમેં ધ્યાન જમાયો બ્રહ્મજોત દરસાનીરે.
અનહદ નાદ બજે ઘટભીતર ગર્જન મેઘ સુહાનીરે,
સુનસુન મસ્તભયો મનમેરા કાયાસુધ બિસરાનીરે.
સુન શિખરસે અમૃત ટપકે પીકર સુરત અઘાનીરે,
બ્રહ્માનંદ સ્વરૂપ સમાયો પાયો પદ નિર્બાનીરે.

(૪૬૧)—મહાન કવિ જયદેવ—

જોઉ માયા મહાન હું મોરારના (૨)
હૃદયના હારની, જગ કીરતારની, મારે ભ્રુરકી ભ્રકુટીના મારની—હાંરે૦
નિર્લોભીને બનાવે છે લોભી, સ્વર્ગે જતાંઓને રાખે છે થોભી.
નખરાથી જગને નચાવતી, તંતધારી તપસ્વીને તાવતી,
બ્રહ્મચારીનાં ભાનને ભુલાવતી.—હાંરે-જોઉં૦

(૪૬૨)—વીર કેસરી—

જોખોરે ફટકાથી જોખો (૨) પુરેપુરો હાં પોખોરે,
તમે કરી નાંખોને ચોખો ફટકાથી જોખો.
જોજોરે દુનીઆના લોકો જોયા જેવો મોકોરે,
આની કાં મુકવી પોકારે દુનીઆના લોકો,
શીઆળવું ઘર ધણી થઇ બેઠું બંબે બંબજ ચાલ્યું.
જુઠ બોલવા જાતાં જો જો ઉલટું ઉંધુ માર્યું.
અસલી પીટાય બંદો નકલીયો હરખાય,
બેરૂ આંધળો કુટાયરે દુનીઆના લોકો—જોખોરે૦

(૪૬૩)—નુરજહાન ઉર્ફે નુરેનાર—

જોબન આયો કયસા નિગોડા, અંગિયાં હો ગઇ તંગ,
ઇસકો કે ઉસકો કયસે સંભાલું, દોનોં હય મુરખ સંગ.
નશેમેં ઉભર આયેં કિયે મયેને જતન લાખ લાખ.—જોબન.
મયને હસકે જો બાંધી રાત, રેશમકી ડોરી,
સુવે બારાજોરી ઝાંકે જાલીસે ચોરી ચોરી.
કિન સીખલાઇ ઇન્હેં સીના-જોરી ? જગમેં રહી કુછ લાજ ન મોરી
કરી કરૂં, મોરા કહા ન માને, થામી ન જાય ઉમંગ,
છલિયેરે યે, છલિયેરે.—જોબન૦

(૪૬૪) બ્રહ્માનંદ ભજનમાળા-(ગઝલ તાલ ૩)—

જો મૌતકા દિન આયગા, તુમે યાદ હો કે ન યાદ હો.—ટેક.
દુનિયામેં દિલકો મિલાદિયા હરિકે ભજનકો ભુલાદિયા,
મનુષા જનમકો રૂલા દિયા તુમે યાદ હો કે ન યાદ હો—જો૦
જબ રોગ આય સતાયગા ખટિયામેં તુઝકો લિટાયગા,
કોઇ કાર કામ ન આયગા તુમે યાદ હો કે ન યાદ હો—જો૦
સુતમીત બાંધવ નારિયાં ધન માલ મહલ અટારિયાં,
તેરી છૂટ જાયગી સારિયાં તુમે યાદ હો કે ન યાદ હો—જો૦
યમદુત લેકર જાયગા તુઝે નરક બીચ ગિરાયગા,
બ્રહ્માનંદ ફિર પછતાયગા તુમે યાદ હો કે ન યાદ હો—જો૦

(૪૬૫)—પ્રભાવતી—

જો હું પેશે નજર હરદમ વો હે સુરત મહોમંદકી,
મેરે દીલકે જો તડપાતી વોહ હે સુરત મહોમંદકી.
મદીનેસે જો આતી હે તો ઇતના પુછ લેતા હું,
સભા જલ્દી બતાવો કયસી તબીયત હે મહોમંદકી.
ન હમ જન્નતમે જાયેંગે, ન દોજખમે જાયેંગે,
ખડે દેખા કરેંગે હશ્રમે સુરત મહોમંદકી.—જો હુંપે.

(૪૬૬)—બુલબુલે બંગાલી—અશઆર.

જો જીસકી ખાસીયત હે વોહ દુર નહીં હો—સકતી જીસે,
નીમ નહીં મીઠા હો સકતા લાખ કોઇ સીંચે ગુડ ઘીસે.
શુબ્બર કભી ગુલાબ નહો, ઇન્દ્રાયન આમ નહીં હો—સકતા,
પાની પીનેકા કુઝા જમશેદી જામ નહીં હો—સકતા.

(૪૬૭)—ધરતીકંપ—

જોડાંની પ્રીતી દુઆથી વધારો રે,
માગું છું દીલથી હમને ઉગારો.
સેવટે સારૂ જ્યાં સર્વે છે સારૂ,
દુખોની મંનજીલ ઓ પરવર સુધારો.
મુજને નસીબે છે આ દીન મુબારક,
આ દીલ ખુદાને છે શુક્ર હજારો.
ઇનસાફે જોઇ કીધો તે રેહા મુજને,
તેના ભરોસાથી દિલથી નહારો—ખુદાના.

(૪૬૮)—બ્રહ્માનંદ ભજનમાળા-ગઝલ-તાલ-૩.

જો નામકા પરતાપ હે તુમે યાદ હો કે ન યાદ હો.—ટેક.
જબ દૈત્ય ચાબુક મારિયા પ્રહ્લાદ નામ ઉચારિયા,
નખસે અસુરકો વિદારિયા તુમે યાદ હો કે ન યાદ હો—જો૦

**ધ્રુવકો** પિતાને નિકલાદિયા **હરિનામમેં** મન લાદિયા,
**ઉસે અચલ ધામ** દિલાદિયા તુમે યાદ હો કે ન યાદ હો-જો૦
**ગજરાજ** પે બિપતા પડી મનમે જપાજો **હરી હરી,**
ગ્રહ મારકે **મુક્તી** કરી તુમે યાદ હો કે ન યાદ હો-જો૦
**દ્રુપદીકી** લાજ ઉતારિયા જબ **કૃષ્ણ કૃષ્ણ** પુકારીયા,
**બ્રહ્માનંદ ચીર** વધારિયા તુમે યાદ હો કે ન યાદ હો-જો૦

(૪૬૯)—**ઇંન્દ્રાવતી**—

**જોબન** વેલી રસિક નવેલી, **પ્રેમ** પ્રભાવે ખીલી છે;
અંગ પુષ્પ દળ પરાગ ઝરતું, **મદન** રંગ રંગીલી છે-ટેક.
ભ્રમર **ભોગી** ગુંજારવ કરતો, કોપતણા બંધનથી ડરતો;
નજીક ન આવે, રસ સુકાવે, ગતિ ગતિ કંઇ ઘેલી છે.-જો.

(૪૭૦)—**બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર**—

**જોને** જોને સખી મદઘેલી **ઋષિરાજ** બેઠા સમાધિમાં એલી
કરી વનમાં આનંદથી કેલી,
કામની કરી વનમાં આનંદથી કેલી,
રમા રમો રંગે ઉમંગે રંગ રેલી-જોને જોને.
મગ મનની વાડીના ગાળી, **યોગી** જાગો **નિદ્રા** ટાળી;
યોગી છે હઠીલા તેની નિદ્રાયે હઠીલી-તું જગાવ.
જગાવીએ છીએ..................જોને જોને.

(૪૭૧)—**કુમુદ ચન્દ્ર**—

જો જો સખી ધીરે ધીરે આ આવતી **પ્રિયા,**
છે ચીતની ચોર મુજ **ચકોરી** પ્યારી આ પ્રિયા.
જો હરિણીની મુરતી, જો કરિણીની ચાલ;
જો લચકાતી લંક લઘુ, જો ઉન્નત ઉરમાલ,
મૃણાલસી મૃદુ ભુજા ડોલાવતી પ્રિયા.-છે.
**વીણાથી** વધતે સ્વરે, ગાતી આવે ગાન;
આકૃતિ અતી **રતીના** થકી, મેધાકૃત ગલાન,
ત્રીલોકમાંહી તુલ્યના ન પાગતી પ્રિયા-છે.

(૪૭૨)—**વીર કુણાલ**—

**જોયો જમાનો આ કલિનો** પાપનો વિસ્તાર છે;
જ્યાં ત્યાં જગતમાં **પાપનો** જાગી રહ્યો **અધિકાર** છે.-જોયો.
**સારા** બિચારા ખાય ખત્તા **દુર્જનો** પુજાય જ્યાં,
મરવા પછી સદગુણ ગણે દુનીયા અજબ નાદાર છે-જોયો.
**સતયુગ** જાતાં **ધર્મ** ને **દ્વાપર** જતાં **યજ્ઞો** ગયા,
**ત્રેતા** જતાં **તીર્થો** ગયા **કલિમાં** કપટ ભંડાર છે-જોયો.

માતા વિષયના પ્યારથી સુપુત્રને મારનાર છે,
કાળાં કરાવે કૃત્ય કામી પ્યારને ધિક્કાર છે—જોયો.

(૪૭૩)—બ્રહ્માનંદ ભજનમાળા—

જો ઇશકા ઉપકાર થા તુમે યાદ હો કે ન યાદ હો—ટેક.
કરી ગર્ભમેં તેરી પાલના ફિર દુખસેં બાહિર નિકાલના,
કુચિયોંમેં દુધકા ડાલના તુમે યાદ હો કે ન યાદ હો—જો.
સુરજ વા ચાંદ સિતાર હે જલ પવન ભોગ અપાર હે,
તેરે વાસતે યહ બહાર હે તુમે યાદ હો કે ન યાદ હો—જો.
નરજન્મ યહ બહુ કામકા તુઝકો દિયા બેદામકા,
અબ ભજન ઉસકે નામકા તુમે યાદ હો કે ન યાદ હો—જો.
હરિકે ભજનબિન બેવફા તુઝકો મિલે ન કભી નફા,
બ્રહ્માનંદકા કહના સફા તુમે યાદ હો કે ન યાદ હો—જો.

(૪૭૪)—વીણાવેલી—

જોઇ લેજો જગના બાવા, છે આજકાલ જે આવા;
ધરે ભેખ ધુતીને ખાવા, જયાં ત્યાં હાવાને આવા—
જોબનવંતી જળ ભરતી ત્યાં જાશે બાવા ન્હાવા;
રાંડીરાંડના ઘરમાં પેશી બાવા બેસે ગાવા,
બાઇ લાગે તાળ બજાવવા બાઇ અને ભજન સંભળાવા—
વિરલા ભેખ ધરે છે ભાઇ ભગવત ભેટો થાવા;
બહુ તો બાવા માયા માટે કે ભામા ભરમાવા—
નારીને નીરખીને લાગે, બાવા નેન નચાવા;
મસ્ત થઇ મ્હાલે પર પૈસે કયાં જાવું છે કમાવા—જોઇ.

(૪૭૫)—જુલમી જેસળ—

જોઇ લેજો જગના બાવારે ધરે ભેખ ધુતીને ખાવા.
શની અને ગંગળના જોગી જોડું જોડી લાવ્યા,
બે ત્રણ વરસ વર્ષે દસ વીસ છોકરાં ભુંડણ ભાવ જણાવ્યા.
થાકયા પાકયા ઘર બેરાંથી સીધા સીધપુર આવ્યા,
જટા જુંટને ભસ્મ લગાવી માંડયો અલખ જગાવા.
દોરા ધાગા જંતર મંતર તંતણુ તાણુ જગાવ્યા,
કામણુ ડુંમણુ કરી મોહીની માલ ખુબ ઉડાવ્યા.
આવા આવા શીષ્ય બનાવ્યા ઢોંગ ધીતુરે ફાવ્યા,
ફરી ચરીને થાકયા આખર ભરૂચ બંદર આવ્યા.
ઉંધા અવળાં કર્યા કંઇકના ગુરૂ શીષ્ય બે ફાવ્યા,
લગણાં ફુટયાં ત્યારે સમજયા હરીગુણ હેતે ગાવા.

નાથ વેરણ નિંદલડી થઇ
શોખ સાહ્યબી ગમે ન ગીત
તાન બંસીની બંસીનું નિત—બંસી—પિયુ૦
તન મન ધન મ્હારી નથી, તણુખ તણુખ જીવ થાય.
મદન અગન બુઝાવવા. લીલા લાલ ! મુંઝાય—બંસી—પિયુ૦

(૧૪૪૦)—સુંદર મનહરે—
પીયા પાપી ન જાગેરે...મેંજગાય હારીરે—ટેક.
ઉરડે નનંદી ચલો જલ પાનીરે
મોરા છોટા દેવરીયા ન જાગેરે-મેં જગાય હરી
નીચું બહે ગંગા ઉપર કાશીરે
એક ચીરીઆ બોલી. મોરા પીયા બીજ વાસી-મોરા પીયા બીજ
વાસીરે-મેં જગાય હારીરે.

(૧૪૪૧)—ચાંપરાય હાડા—
પ્રીય મિત્ર વિના હો ભાઇ. કોણ મોહબત સાચવે આંહી—પ્રીય ટેક
જે માથું દીએ તે મિત્ર જગ કહે પણ કરવું વિચિત્ર;
તે કરી દેખાડયું ભાઇ કોણ મહોબત સાચવે આંહી—પ્રીય
ધન્ય પ્હાડ સિંહ તુજજનુની; ધન્ય ટેક મિત્ર તુજ મનની;
મૃત્યુના મુખમાં જાઇ—કોણ મહોબત—પ્રીય.
તે જાણી દોસ્તની રીતી તેં જગત જણાવી નીતિ;
આ દિલ્લી શહેરની માંહી—કોણ મહોબત—પ્રીય.
કદી હોય સહોદર ભ્રાતા નહી રમે સાહસ જીવ જાતાં;
નહી મળે જોડ તુંજ કયાંઇ—કોણપ્રીય —
બહુતાલી મિત્ર જગ મળતા. કોઇ વ્યસન લાળથી;
ભળતા, નહી મળે ભાઇ કયાંઇ—કોણ—પ્રીય,
કરવી તો મિત્રતા આવી હું છું જગત જણાવી;
બીજી નામ તણી મિત્રાઇ—કોઇ—પ્રીય.
જો ક્ષત્રી પૂત હું સાચો વળું તુર્ત તહાંથી પાછો;
જો રજપુત તન સગાઇ—કોણ—પ્રીય,

(૧૪૪૨)—સારદારબા—
પ્રાતીનો પ્યાલો બોટી પછી જે વટલાવે
બહેતર તે હરામી જગમાં ન મ્હો બતલાવે—
એકવાર કહ્યા દિલદારે પછી તે સદાના
સાકના હીરા ગળ્યા ગળ્યા ન થવાનાતી પ્રીતિ૦
પટોળીએ ભાત પડી પડી તેતો પડી પડી

સાચી પ્રીત સમજવી જેવી એક ચુંદડી
ફાટતાં બેહાલ થતાં ભાત દીસે ખડી ખેડી
પતિવ્રત પટોળીએ પ્રીત ભાત તેવી પડી
કમજાત પતિવ્રત રત્ન અરેરે ગુમાવે—મ્હે૦

(૧૪૪૩)—સૂરોહે ચમન ગાયન સંગ્રહ—

કાહારવો પીઉ મારો બાચમ દૂર થયોરે.—(બે વાર.)
દુર થયો દુર થયો દૂર થયોરે.—પીઊ મારો.
આંખેથી દુર થયો હરખોથી દૂર થયો,
દૂર થયો જારે ચકચુર થયોરે.—પીઊ મારે.
ખુશીઅત હતી ભલી અજીઅત હતી ભલી.
મુશકેલીઅપમાં જતો રમેઓ રે.—પાઊ મારો.

(૧૪૪૪,—સાચી પ્રાબલ્ય.—

પ્રીતમને પેખતાં મારા હૃદયમાં આવે ઉછાળા.
વિલાસોના ઉમંગોનાં. તરંગોમાં ઝુલે બાળા—પ્રીતમને.
પ્રીતની વાંસળી વાગે, રસીલીનું હૃદય જાગે;
ઝુલે છે આજ અનુરાગે, અધીરી બ્હાવરી બાળા—પ્રીતમને.
ઝીણું ગાનો વીણુા બોલે, જગત એ આનંદમાં ડોલે;
ચડાવ્યું ચીત ચગડોલે, તે જાદુગર વીણાવળા—પ્રીતમને,

(૧૪૪૫)—સુંદર મનહર—

ખ્યાલ તાલ તીલવાડે (બા ઊપર સમ)
પીયા મોસે કરત રસીલી બાત-ટેક
બોત દીનન પીછે પીયા ઘર આઇલો
આજ શોહાગકી રાત-પીયા મોસે

(૧૪૪૬)—સુંદર મનહર—

પીયા બીના જીયા મેરા ભયોરે ઉદેસ-બેવાર
ઉડેરે કોયાલીયારે જો દીન મોરારે
મોકુના સતાવો મેરા પીયા પરદેસ-પીયા

(૧૪૪૭)—સરદારબા.—

નાદાન વ્યભીચારીણી, રંડા દુરાચરણી
મને ગમાર માની ઠગાઇ ચલાવી જાણી
ભગવત તારો આધાર
સાચાને તું સ્હાયકાર-અરે નાદાન૦-અસકર

(૧૪૪૮)—જગદેવ—

પિતા થી કરો છો વાત (૨) નસીબ મારું મારી સાથ,
થારો સહાય વિશ્વના નાથ. પિતા
દાંત દીધા ચાવણું દેશે, ખબર કેમ નહીંજ લેશે,
રાખશે ન રંક વેશે. પી.
તોડયું વચન મુખથી તાત શિખવ્યું મારી અપરમાત;
શેર સોનું શી વિસાત શી.
સ્વપરાક્રમે પ્રખ્યાત ભુજબળેથી ખાઉં તાત;
નિરખું નજરે ધારા માત શી.
આવી નથી બાપ કમાઇ આજ લઉં પ્રતિજ્ઞા અહીં.
જાઉં છું વિદેશ માંહી શી.

(૧૪૪૯)—અહલ્યાબાઈ—

પીટયા મરજો મા ને બાપ કજોડલું રે
મુવા મોટા ઘરમાં આપ જોડયું કજોડલું રે
રંગ ન જોયા ઢંગ ન જોયા જોયું ન રુપ કરૂપ
કાળમોંઢને આપી કપુરી કરમે લખીઓ કુપ
મને વળગાડયું એ પાપ જોડયું કજોડલું રે
મુકયો કાળજડાપર કાપ જોડયું કજોડલું રે

(૧૪૫૦)—સુંદર મનહર ગાયન ઠુમરી (રેન ઉપર સમ)

પીયા બીના ગુજર ગઇ રેન
અજહુ ન આયે પ્રીતમ મોરે
મોહે તલપત બીતી એક ઘડી પલ છીન-પીયા બીના
ઉતકો ધ્યાન તન મનમે બીલમ રહે
બીછરત નાહી મોરે ચીત ચીતસે
તબ હોવે મોરે નેન ચેન-પીયા બીના

(૧૪૫૧)—જગદેવ—

પ્રિય પ્રીતમ કયાંથીરે (૨) ઓચીંતાં કયાંથી અહીં કૃપા કરી છે
સાસરીયે પ્રીય;
વગર મોકલે વગર સંદેશે આમ જવું છે કયાં મમ પિયરની
વાત અહી બહુ મેહેર કરી છેરે, વિરહાનળ તો ઠાર્યો-પ્રીય

(૧૪૫૨)—સરોદે ચમન—

પીયારી સુન સરખુન કલપા ન જીયા,
પીયાબીન કબ કલ પાવે મેરા જીયા—પીયારી
હોગી ઈશ્કમે જગત હંસાઇ સગરી નગરીમે તો રુશવાઇ
જાઓ જાઓ જાઓ સારી મોહેકો સતાઓ નારી

પીઆરી માન ખો ન જાન હો નાદાન ન ઈસઆન;
પરેશાની યેહ હયરાંની કીનીશાની હય દીવાની—

**(૧૪૫૩)—પૃથ્વીપુત્ર—**

પ્રીતી નથી ત્યાં કલહ શો માયા નથી ત્યાં માન શાં
જ્યાં સ્નેહ મંદિર શુન્ય છે ત્યાં સ્નેહનાં સન્માન શાં
જ્યાં સ્નેહ કેરી કદર નહીં ત્યાં હૃદયનાં રસપાન શાં
ચપળા હૃદય ચંચળ અતી ત્યાં ભાવનાનાં ભાન શાં
જાણ્યા જીવન તમને જાણ્યા પ્રપંચી પીછાણ્યા
શાને માયા લગાડી ઘનસ્યામ
નહોતું જાણ્યું તમારા પ્રેમમાં પસ્તાવું પડશે.
હું શું જાણું કે મારા ભાગ્યમાં એ આવી નડશે
દાજો સલુણી શાની નયનો અણીવાળાં શાને
વચનોના બાણુ મુખે મારો મરમાળાં શાને
જીવન તમને જાણ્યા.

**(૧૪૫૪)–સુંદર મનહર ગાયન** ખ્યાલ તાલ ત્રીતાલ (કટા ઉપર સમ)

પીયા બીના લાગત બુંદ કટારી–ટેક
જીનકે પીયા પરદેસ શીધારે
વો કીયું જીવે બીચારી–પીયા
આંબુ વાડી ડારીચન કોયલીયા બોલે
પપૈયા બોલત કારી–પીયા

**(૧૪૫૫)—ચાલુ જમાનો—**

પિયુ તારાં પ્યારાં લોચન લાગે સુંદર રસિક મોહન
પ્રીતિ નારીની છોડોના જાઉં વારી વારી રાજન—લાગે૦
બોલો મીઠા બોલ સ્વામી શાને રીસ કરો નકામી
બોલો બોલોને વ્હાલા મારા આવી ભેટો સાજન—લાગે૦
જ્યારે હું વિનંતી કરૂં રીસાઓ છો નાથ
ને જો હું રીસાઉં તો પકડો પ્રેમે હાથ
છે કેવી ટેવ નઠારી બાઇ હું તો છેકજ હારી–બોલો બોલો૦

**(૧૪૫૬)—સરોદે ચમન—**

પ્યારી કાહે કાહે કરત પુકાર
કોન સપન પ્યારી અંખીયન દેખા
ડરત નીદરીયાં હાંક માર—પ્યારી કાહે
તો પર વારી હમ બલહારી મીલકર સારી પ્યારી જાન
ક્યુ પુકારી કર કર જારી ખાલીક બારીકી અમાંન

દેખી ભાલી દેખી કાલી કીજે તુને શોરે શેર
કર બયાં એગુમાં ડર ડર કર પ્યારી—પ્યારી.

**(૧૪૫૭)—સુંદર મનહર ગાયન—**

પીયાકી બોલી નાહી બોલ પપૈયા પાપીરે-પીયાકી
જોસુન પાવે મોરી બહુકી માતી;
ડારંગી ચાંચ મરોડ-પીયાકી બોલી
મોરહી બોલે પપૈયા બી બોલે
કોયલ કર રહી શોર-પીયાકી બોલી

**(૧૪૫૮)—ભદ્રકાળી—**

ભર્યું ડગલે ને પગલે આ આખા સંસારમાંહિ જોખમ;
જોયું ભીષણ આકારમાંહિ જોખમ-ભર્યું.
જંગલને ઝૂંપડીમાં જોખમ નગરને સુંદર આગારમાંહિ જોખમ;
જોખમ નવરાસમાં તેમ વળી મોટું મોટા વ્યાપારમાંહિ
જોખમ-જોયું.
લેવામાં જોખમ ને દેવામાં જોખમ મૃત્યુ અવતારમાંહિ જોખમ;
વ્યાપક પ્રભુસમ નવ્વાણું ટકાનું સઘળા વ્યવહારમાંહિ જોખમ-જોયું

**(૧૪૫૯)—પવિત્ર લીલાવતી—**

પ્રીતિ પાતરની કરનાર સરવે મુરખના સરદાર,
નીતિ નિપુણુ ગણે નાદાર પીડા પામે અપરંપાર
જેની સાથે જવ તલ બાળી માત પીતા પરણાવે
તેને ત્યાગી નિરભાગી નર આપણી પાસે આવે પ્રીતિ
પત્નિ સુખ પકવાન સરીખું તૃપ્ત થયા નહી તેથી.
ગણિકા ગમન વમન સમ ગણવું અરે થશે શું એથી-પ્રીતિ
શું એનાથી કારજ સરશે એ શું સાફ કરશે
શ્વાન સમાન સદા અથડાઇ મોત વગર તે મરશે.

**(૧૪૬૦)—અભિજ્ઞાન શકુન્તલા—**

પ્રિતિની ખુબી ન્યારી,
પ્રેમીની બલિહારી (૨)
રસિક હૃદય જાણે
પીડા એતો પરમાણે
માણીગર કાંઇ માણે
લ્હાણુ-લ્હાણુ-લ્હાણુ...પ્રીતિની૦
ગાન ગાંધર્વ ગાયે
વિશ્વ આ વશ તો થાયે

પ્રીતે પ્રેમી કાંઇ દેતા
પ્રાણુ-પ્રાણુ-પ્રાણુ...પ્રીતિની૦

(૧૪૬૦)અ—ભદ્રકાળી—

પ્રીતિની પીરશી થાળી, વાટકી રહી રે ન્યાળી
વાલમ મંદીરે પધારો......
પ્રેમના પીરશું પકવાન પ્રેમનું પાઉં પાણી
પ્રીતીના ધરાવું તંબોળ ઉચ્ચારૂ પ્રેમની વાણી.
વાટડી રહીરે નયાળી વાલમ મંદિરે પધારો
સિંહાસન સુંદર સજાવું મોહન મુર્તિ ત્યાં પધરાવું
પ્રેમે ચરણુ પ્રભુના દબાવું......
પ્રેમના કીર્તન ગાઇ વાટડી રહીરે ન્યાળી

(૧૪૬૧)—પવિત્ર લીલાવતી—

પ્રિયા મારીરે પ્રાણુ થકી તું છે પ્યારી,
ગાલ ગુલાબીએ બીદુ બીરાજે મૃગમદનું મનોહારી-પ્રીયા.
કનક કળસ કુચ કંચુકી કસીઆ સ્પર્શ સદા સુખકારી-પ્રિયા.
નિરૂપમ [illegible] તને નીરખાવી [illegible]-પ્રિયા.
રોજ રહેશ તુજ સમીપ રંગિલી, સ્વજન [illegible] વિસારી-પ્રિયા.

(૧૪૬૨)—કીશોરસિંહ—

પ્રિતમ પ્રિતિ જાણું સાચી,
છે મુખ કથની નહીં—પ્રિતમ૦
મીન મરે મૃગ વિંધાયે પદમ વારિ વિણુ સુકાયે
રિતિ એ પ્રેમીની સમજી રહી—પ્રિતમ૦

(૧૪૬૩)—વીર દુર્ગાદાસ—

પ્રીય પ્યાલી પીયો મતવાલી પ્રીયાના હાથની
પ્યાલી વ્હાલી ગુલવાલી, પીતાં પ્રગટે છે લાલી
હૃદયના વ્હાલની...પ્રીય૦
આવો પ્યારા આવો રંગત લ્હાવો રંગ જમાવો
પ્રીતપાન કરૂં રસવાન દરૂં
પીયુ પરમ સુખદ છો સ્યામ
જપું નીત્ય નામ જીવન આરામ......પ્રીત૦

(૧૪૬૪)—શ્રીમતી મંજરી—

પીલી પડ ગઇ સખયોંકે બોલનસે
તુમભી મંગાવો સખી ઇગ્લીશ ગવનકો
ફેશન બહારદાર નાર સીખના-પીલી પડગઇ

નજર બદલ સકલ સુખ્યાં.
તાને દેકર દીખાઇ અખ્યાં,
ચતર સુઘડનાર—મીલી પડ ગઇ.

(૧૪૬૫)—સ્વદેશ સેવા—

પીડા અંતર એ પ્રેમની જગાડનારી કોકીલારે
વીરહીને બરછી નિશાન બાણ મારનારી કોકીલા
કલરવ ઉલ્લાસે કરતી
ઝરણું આનંદનું ઝરતી
દર્દી દીલડાનાં હરણીને

(૧૪૬૬)—ચંદ્રહાસ—

પિતુ આને કહોમારે તપી શિશુ વયમાં કૃપી તનમાં
નહીં કરમાં નથી બળી હા—પિતુ
કરો કરૂણા નહીં જાવા બોજો શુએ શિર ધરી લે,
જુલમજ છે જો આકરી ચાકરી બળથી સોંપશો—પિતુ.
જુઓ મુખડું, તમો એનું ઘણું સુકયું સુણી ચિંતા,
અકકલનું એ રે ઉમદા, ક્ષણમાં કરશે બિચારો—પિતુ.

(૧૪૬૭)—ભીષ્મ પ્રતિજ્ઞા—

પ્રીતમના રંગથી મારું અચાનક દીલ રંગાયું છે.
અરે આ કામની સેના, હૃદયગઢ ઘેરીને બેઠી !
કુસુમ આ યુધના ઘાએ હૃદય મારૂં વિંધાયું છે.
પ્રીતમના૦

સખી એ વૈદ બોલાવો આ તાલાવેલી મટવાને
છુટે પ્રસ્વેદની ધારા આ ચીર મારૂં ભિંજાયું છે.
પ્રીતમના૦

કદમ ના ઉપડે અહીંથી નયન પંખી થયાં તરસ્યાં
રૂંવે રૂંવે રગે રગમાં વિરહવારિ સીંચાયું છે.
પ્રીતમના૦

(૧૪૬૮)—શ્રીમતી મંજરી—

પીકે હમ તુમ જો ચલે જુમતે મયખાનેસે
ઝુકકે કુચ્છ બાત કહી શીશેને પયમાનેસે
હમને દેખી હય કીસી શોખ કી મસ્તી ભરી આંખ
મીલતી જુલતી હય છલકતે હુવે પયમાનેસે
પીલું પકયાવે પકયાનીવે આયુને રલયાર
હથવાં પયરાંનું લાકે મે હંદી તેનું વેખણુ ચીક
વીચ બૈંદી

આ મેરે દિદાર થક ગઇ અખ્યાંને અસુને રલયાર
યાર ગયા તે મુડન આયા પતા નદસ્યા ખત ન પાય
જરસ પીયા ગલલા આસાં રખ્યાવે—
અખ્યાની નેવે આસુને રલયાર

(૧૪૬૯)—ચંદ્ર-તારા—

પ્રિયતમ હૃદય અતિ હરખાય—(૨)
તમવીણુ પલ એક જુગ સમ જાય.
સ્વામી આપ વિયોગ ન સ્હેવાય—હૃદય
આપ દર્શનથી મૃદુવચનથી
રસીક નયનથી હાસ્ય વદનથી
આનંદ અતિ ઉભરાય સ્વામી માહારા—હૃદય
શાણી સતિયોનું એંધાણુ—પ્રીયતમ
વાણી વચન પરમાણુ—પ્રીયતમ
વ્હાલિ અતિ તું મમ પ્રાણુ—પ્રીયતમ
તમથકી નથી હું અજાણુ—પ્રીયતમ
પ્યારા પતિ હું લાગું પાય—પ્રીયતમ-હૃદય

(૧૪૭૦) કૃષ્ણલીલા—

પીયુજી પાછા અહીં પધારજો
બ્હાલી આ દાસીને નહી વીસારશો
પ્રેમ પીંજરમાં પુરી નહીં સોહાવજો
બાંધ્યો પ્રેમ નીભાવજો
મુજ મંદીરીયે વાલા વેલા આવજો.

(૧૪૭૧)—કુમુદ-ચંદ્ર—

પ્રાયા મારી (૨) નહીં કર રીસ રતી હું ગુનામાં નથી પ્રીયા.
વહાલી સહુ છે વાત આ ખોટી અંતર બાળે શીદ અતી
સુખ છોડી સતી. પ્રીયા.
ભરમાવી છે તુજને ભોળી મલીન કરે છે શીદ મતી
કયાં છુપાઇ ગતી. પ્રીયા.
સોગન ખાઇ કહું છું હું સાચું પ્રીયા ન દોશીત તારો પતી
જરી જો જુવતી. પ્રીયા.

(૧૪૭૨)—ભર્તૃહરી—

પ્રિયાકા સમાગમ સબસેં હે પ્યારા
રતિકે શ્રમસેં પરસ્વેદ બિંદુ માનો શોભત હે તારા;
ભારી નિતંબ પરી ઉર ઉપર અંગે ચંદનકી ગારા.—પ્રીયા.

(૧૪૭૩)—મૃચ્છ કટિક—
પ્રીયોત્તમે દૈવ્યગતી કભી વીચીત્ર શુભ અશુભ ભયો
વસાલાલ તીલકલાલ ગલે બીચ માલ લાલ
વધુવર ઉદ્દહકાલ પ્રાપ્ત જનુ ભયો
વધ્ય પટહનાદકીમી લન વાદ્ય નાદજીમી
લાગત હયે મધુરતીમી મુદીત મન ભયો

(૧૪૭૪)—વીજયા વિજય—
પ્રિતમની પાછળ હું જોગણુ બની
વ્હાલાની વાંસે વિજોગણુ બનીરે-પ્રિતમ૦
લજજા ડુબ્યા પ્રીતિ ડુબી ડુબ્યું આશા ફુલ
સ્વાર્થ સાધન જોગ સાધે વિષ્ણુ ધારી ત્રિશુળ
જોગણુ બની-પ્રિતમ૦
મમત બાંધી મસ્ત બનીશું-લાગતાં કલંક ડંખ
સીતાજી પેઠે બળતી ચિતામાં કાઢવા કાળું કલંક
જોગણુ બની-પ્રિતમ૦

(૧૪૭૫)—સતી અનસુયા—
પ્રિયતમ ન હોયપ્રીતની રીત [૨]
વાલમજી તરુવર પર સુંદર, હુ વિંટલાઇ વેલી
મોહનજી મુખ મચકોડી તરછોડો આ મદ ઘેલી-પ્રિય.
દ્રોણાચળ પર વાસવસીને રોગે રહી હું ઉદાસી
પીડે તૃષા સરવર ત્રટ પાસે ઘટ ઘટ પ્રકટ પ્રવાસી-પ્રિય.

(૧૪૭૬)—શારદા—
પ્રીતીની વાંસલડી વાગી
હૃદયમાં અજબ થયો ચમકાર—પ્રીતિની૦
અજબ ભાવના અજબ ભામિની
અજબ ગણું ભણકાર
પ્રેમી જનના ચિતડા માંહિ પ્રેમ કરે ચમકાર—પ્રીતિની૦
પ્રેમ અજબ રસ વિશ્વમાં વીરલા નર પીનાર
રગ રગ રાગ રમી રહે રંગ રાગ રમનાર—પ્રીતિની.

(૧૪૭૭)—બોલતો કાગળ—
પ્રિયકર દર્શન કાજ પ્રિયતમના
તલસે ઘડી ઘડી લોભી લોચનીયાં
મનના માન્યા વિણુ મન ના મનાય
કમળ રવિ કિરણે વિકસાય તન પુલકાય
ભેટવા પ્રિય ઉર કરે તનમનીઆં

મુહુરત સાંધી મળો મમ મનહર.
મોગર ફુલડાં વેરૂં મોહન વર
આવોજી હળવે હળવે વ્હાલા વીરનર
હૃદય ઉપવન કેરા માળી જીવન સોપ્યું આ તનમન
લ્હોને આનંદ લ્હાણુ-પ્રાણુ-રે ગુણ ખાણું

(૧૪૭૮)—શ્રી નવલ શકુન્તલા—

પ્રીત પરદેશીની નવ કરીએ ઓ સાહેલડી
દીપે દમોરે મન મેલડા—
દીલડું પરદેશીને નવ દઇએ ઓ સાહેલડી
સંચરે છાંડીને એ છેલડા—
લાજ લાખેણી લુંટી માયા મોંઘી લે ઝૂંટી
ફોકટ કરવું શું ફટકેલડા—સાહેલડી૦
પ્રીત સારસની સાચી રંગત દુનિયાની કાચી
મનને મારી મરવું એકેલડા—પ્રીત

(૧૪૭૯)—લવ-કુશ

પીયુ પ્રીતમ આવી મનાવી લ્યો
આ દારા તમને તલશે છે
પ્રીતિ પુષ્પથી પ્રાણુ વધાવી લઉં
મુજ તન મન તમ પર વારી જઉં-પીયુ૦
પળ પળ જોતી વાટલડી
આંસુડાં ભરતી આંખલડી
પીયુ આવોને લ્યો લ્હાવોને
ઉર દાસી વિનંતી લાવોને
મુજ અંગ અનંગ મુવો બાળે
ઝુકી ચારુ વસંત બધે ડાળે-પિયુ

(૧૪૮૦)—લવ-કુશ—

પીયુ પ્રીતમ આવી મનાવી લ્યો,
આ દારા તમને તલસે છે.
પ્રીતી પુષ્પથી પ્રાણુ વધાવી લઉં
મુજ તન મન તમ પર વારી જાઉં. પીયું૦
પળપળ જોતી વાટલડી,
આંસુડાં ભરતી આંખલડી;
પીયુ આવોને (૨) લ્યો લ્હાવોને,
ઉર દાસી વિનંતી લાવોને. પીયુ૦
મુજ અંગ અનંગ મુવો બાળે,
ઝુકી ચારૂ વસંત બધે ડાળે. પીયુ૦

(૧૪૮૧)—સન્યાસી—
પીટવા હૈયા ફુટાને, હું હાથમાં રમાડું
એ ઘરડા ધુત્રકને, હું નખરે નચાવું
જો કહું કરો સલામ, કહે આપનો ગુલામ
તો તો લીલી મારૂં નામ
પીવાડું પાંદડે પાણી, ફરૂં હું થઇને શેઠાણી
કહું પ્યારા છો મારા, તમારી હું દારા, હસીને હસાડું
પહેરીને ફુલ ડ્રેસ, ફરૂં હું ફેશનમાં
ન ચાલું જમીનપર, ઉડું ગગનમાં
હાથોમાં. બાથોમાં. વ્હાલાની રહીને પ્રીતિરસ પીવાડું-પીટવા

(૧૪૮૨)—લવ-કુશ—
પીયુ પ્રીતમ આવી મળજોરે, સારંગ પાણી;
શાળીયા બોલે પળજો રે, હું અજાણી.
પળ પણ તમને જોઉં ના તો, ઉર ધરૂં નહી ધાર;
ગાંડી નારી ઘેલી શું થાતી...........
.....................નણદલડીના વીરરે—
પ્રીયુ પ્રીતમ૦
સ્વારથ સઉકો સાધતા. આ જગમાં જનમી જાણ;
પરમારમાં દેહ સોંપે, તેહ જીવ્યું પરમાણ રે—
પ્રીયુ પ્રીતમ૦

(૧૪૮૩)—શ્રી બ્રહ્માનંદ ભજનમાલા—
પુરુષાર્થ કો કરો સબ નર કર્મ કર્મ તું કયા ગાવે
એસી વસ્તુ નહિ દુનિયાંમેં પુરુષાસેં નહિ પાવે ।
પુરુષાર્થ વિન હોય દરિદ્ર દોષ કર્મકા બતલાવે
સકલકામના સિદ્ધહોયજો પુરુષાર્થ મનમેલાવે ૧
કિરપાકર કેજગદીશ્વરને માનુષતન નયહદીનાહે
હાથ પાંવ સબ અંગ મનોહર એકસેં એક નવીનાં હૈ
સબહીં જાનકે અંદર સુંદર એક નગીનાહૈ
પુરુષાર્થ બિન વ્યર્થ ગમાવે મૂર્ખ કદર નચીનાહે ૨
પરમેશ્વર ને જગત બગીચા તુમરેકાજ બનાયાહે
કિસમ કિસમ કે ફુલફૂલનસે સુંદર ખૂબ સજાયાહે
પુરુષાર્થવાલે પુરુષોંને તોડલો ફલ ખાયાહે
મૂઢ આલસી બેઠેકેખેં બિરથા મન લલચાયાહે ૩
બાલપણે નમિ વિદ્યાસીખે બિરથાવક્ત ગમાતાહૈ
જોબનમેં પુરુષાર્થ કરકે ધનકો નહિ કમાતાહિ

બાવીબાત કભી નહિ સોચે બિરથા ખરચ કરાતાહૈ
બિના દ્રવ્ય કોઇ બાત ન પૂછે ખૂદે પણ પછતાતાહૈ ૪
પુરુષાર્થ કરનેસેં ધ્રુવને રાજ્યપિતાકા પાયા હૈ
ગંગાનદી ભગીરથરાજા પુરુષાર્થસે લાયાહૈ
રામચંદ્રજીને જાકર લંકા રાવણનાશ કરાયા હૈ
વિશ્વામિત્રભી પુરુષાર્થસે બ્રહ્મઋષીકહ લાયા હૈ ૫
પુરુષાર્થ કરનેસેં બીજો કામ નહિ બનઆતા હૈ
ઉસકો ફિર ફિર કરે શોચકર અંતવહી બન જાતા હૈ
બિનબિચાર કે જતન કરેજો સો પીછે પછતાતા હૈ
હિંમતહારહટે નહિ પીછે સોનિશ્ચય ફલ પાતાહૈ ૬
કર્મગતીકી બાતજો વેદ પુરાણ ગ્રંથમેં ગાઇ હૈ
વો તો મનકે શોચ ફિરકે રોકનકો સમઝાઇ હૈ
સુતેપડે સિંહ કે મુખમેં નહી શિકાર સમાઇ હૈ
પૂરે ગુણઅરુન્યાય ધર્મસે ખૂબકરો ચતુરાઇહૈ ૭
બાલપણેમેં વિદ્યાસીખો જોબનકરો કમાઇ હૈ
માતપિતા નારીસુત બાંધવ સબકે બનો સહાઇ હૈ
વૃદ્ધપણેમેં પરમેશ્વરકા ભજનકરો સુખદાઇ હૈ
બ્રહ્માનંદ મોક્ષપદ પાવો જન્મ સફલહો જાઈ હૈ ૮

**(૧૪૮૪)—ફોનોગ્રાફ ગાયન સંગ્રહ—**

પુનેમ ચાંદની ખીલી પુરી આંહીરે, શોભે રજની, રજની, સુંદર આજ-હેને રમીયે, સૈયર સંગાથે આપણેરે.
સૈયર કંકણ, સોનાનાં કરે ધર્યાંરે, માહે જડીયા છે નીલમ મણી નંગ–હેતે.

સાખી { મળીયાં આજે આપણે, સજી સોળ શણગાર;
કર કંકણ ચુડી ચમક, ચન્દ્ર નેજ એક વાર.

હીરા રત્નથી જડીત ઉર હાર છેરે, મોતી ગુચ્છ લળકે છે બાજુબંધ–હેતે.

સાખી { અંબોડા ફુલે જડયા, સર સેંથે હીંગુળ,
કીધા કુમકુમ ચાંદલા, મુકતા માળા ઉર.

આરસપારસ મણી જડેલો ચાકછેરે, તેમાં રમતાં વાસતાં હૈડે નણદલવીર–હેતે.

સાખી { પહેર્યાં ઝાંઝર પ્રીતથી, ઝણ ઝણ કરે ઝણકાર,
ફરીયે સઇયર ફુદડી, આ રજની મોઝાર.

સખી વેલીઓ ફુલી વીધવીધ ભાતનીરે, તે તો આપે છે સુન્દર સુગંધ–હેતે.

સાખી { કથા શીયળની સાંભળી, પ્રીતમ ઉપર પ્રેમ,
વદો સખી વીરહી થઇ, મળે ત્વરાથી કેમ........પુનમ.

**(૧૪૮૫)—શ્રી બ્રહ્માનંદ ભજનમાલા—**

પૂરણ બ્રહ્મ સનાતન તું મહાદેવ સદા

શિવ શંકર હે ટેક
અંગ વિભૂતિ વિરાજ રહી નિત સંગ બસે
ગિરિ રાજ સુતા સિર ઉપર ગંગા તરંગ ચલે
ગલ બિચ ભુજંગ વિષં કર હે ૧ પૂરણુ૦
ચંદ્ર કલા શુભ મસ્તક મેં દગ તીન મનોહર
જૂટ જટા કટિ મેં મૃગ ચર્મ સુહાય રહા
કર બીચ ત્રિશૂલ ભય કર હે ૨ પૂરણુ૦
કૈલાસ કે બિચ નિવાસ કરે ગણુ યૂથ નિરંતર
સાથ રહે મુનિ ધ્યાન ધરે મન બીચ સદા
સુર વૃંદ સભી પદ કિંકર હે ૩ પૂરણુ૦
ગણુખાન વિમોક્ષ નિધાન સદા શરણુગત જાન
દયા કરકે બ્રહ્માનંદ કરો પ્રભુ દાન મુઝે
તેરા નામ અપાર સુખં કર હે ૪ પૂરણુ૦

(૧૪૮૬)—ભક્તબાળા—

પુરણુ બ્રહ્મ પરમેશ, નમન વિભુ અરજ અકામી, ગટમી ઘટ ઘટ વ્યાપી.
સ્વામી, શ્રી સુરેશ સુરારી, વીધવીધ નામી, અવીચળ ધામી, અંતર્યામી.
દીન તણુા દુઃખ ટાળક દેવા.

(૧૪૮૭)—અદલ ઇન્સાફ—

પુરણુ કસોટીએ પરખી લ્યો પણુ ના કાળું કનક પડનારૂં,
નૈન અરીસામાં નીરખી લ્યો, રસીયા જણુાશે હેત તમારૂં.
તન મન વારૂં છો સરવસ મારૂં—પુરણુ.
નીરે સંયોગી માછલી જીવ તજે નીર સુકે,
તેમ તમો વીણુ આ પ્રમદા પણુ પ્રાણુ તજે પલમાંય,
સારસડી સ્નેહી વીયોગે વીંધાય—તન મન.

(૧૪૮૮)—મહાશ્વેતા કાદંબરી—

પ્રેમબિજ રોપ્યું હૃદયે જીવન આધાર મારા.
પ્યારા પત્ર તારો બાળી, ફુટયાં નવપલ્લવ ડાળી.
ખીલી પુષ્પે દોહદવાળીરે (૨) જીવન આધાર મારા.
મદન પડીને પુઠે, મીઠાં પ્રેમ પુષ્પ ચુંટે,
મારી ફુલડી લુંટે, (૨) જીવન આધાર મારા.

(૧૪૮૯)—સન્યાસી—

પ્રેમબાથ દઇ ગયો, આવ પ્રાણુ સાથે ભઈ ગયો.
પ્રવાસી કયાં રીસાઈ ગયો, સંન્યાસી ભુલાઇ ગયો
ભુલી હું ખોઈ ભાન આ—
વસ્ત્ર વેશ મંગળથી, હસ્તના કમંડળથી

ભાલચંદ્ર મંડળથી, વાણી મૃદુ ચંચળથી
ભુલી હું જ્ઞાન ધ્યાનમાંજ—
હસીને હસાવી ગયો, નયને લલચા ગયો
વિરહે રીબાવી મારૂં ચિત્તએ ચોરી ગયો
નણદલ વીર માન્યા મેંતો ભગવત ભરૂસે મેં તો
દે એ વર ભૂધર દેતો, લે આ અરજી ઉર લેતો.

(૧૪૯૦)—રતનબાઈ—રાગ, ભજન, પદ.

પ્રેમ પ્યાલો મેં પીધોરે, સુણોરે સંતો પ્રેમ પ્યાલો મેં પીધો,
આરે જગતડાને કોઇ નીવારોરે, અમર પછેડો કોણે લીધોરે.—સુણો०
મારા શીરના સુખે સુખડાંરે, તે અમે ત્યાગી દીધોરે.—સુણો०
મારા મનડાને બહુરે સમજાવ્યું મે, શોધ જંગલનો મેં કીધોરે.—સુણો०
ગુરૂના પ્રતાપે બોલે રતનબાઇ, કનકાપુરીનો મારગ લીધોરે.—સુણો०

(૧૪૯૧)—પુંડલીક—

પ્રેમ ધ્વજા સમ ઉડતાં ચાચલ શીદ દબાવે અંગે ?
યુવતી જોબન રણ મેદાને મદન ચડ્યો છે જંગે,
એ ઢંકાય ના, ઢંકાય ના, આલી ઢાંક્યું ઢંકાય ના;
શાનુ રણુ ને શાની ધ્વજા ! એ વાત તજે સહુ આડી,
આવ્યા કે નહી પ્રીયતમ હઇયું હેરે વસ્ત્ર હટાડી,
એ કહેવાય ના કહેવાય ના, આલી કહેતાં કહેવા ના;
ભમર કમાન મથી સાંધીને તીર–નેત્ર અણીયાળાં,
વીંધે વીરહી હૃદય મદન ફોકટ છુપાવ્યાંના ચાળા,
એ છુપાય ના, આલી છુપાવ્યું છુપાય ના;
કમાન શાની ને વળી તીર એ મુખપર ક્યાંથી આવ્યાં ?
લે ચન મનડાને વશ નાચે એ મન તણાં નચાવ્યાં !
એ કહેવાય ના; આલી કહેતા કેહેવાય ના–મદન.

(૧૪૯૨)—ભક્તરાજ અંબરીષ—

પ્રેમવશ થઇને જીવન તજી જામાં, જીવન તજી જામાં ગમનકરી જામાં–પ્રેમ.
તારી પરખ મેં ન કરી સાચી સતી તું સુંદરી,
જો હત ખબર આવી, તો ન રાખત દૂર પરી.
સાહસ કરી ન જા મુજ જીવ જાય તો જાયે,
એક વાર હું થી બોલી ભલે જાય તો જાયે.
તારી પાછળ હું ભવમાં ભટકું આ તન મને,
કેમ શોભે હે શ્યામા, શોભે હે શ્યામા રહો રમણી શમ–પ્રેમ.

(૧૪૯૩)—આનંદ લહરી—

પાધરે પંથે જા ગુમાની ! પાધરે પંથે જા,
સુંદરી સામા જોઇ જાદુગરી આંખના ન કર ઘા;
રસિયાજી ! આવી નાજુક વયમાં અવળા લક્ષણ આ,
હઠીલા ! પાધરે પંથે જા, રસિલા ! પાધરે પંથે જા;
વાત કરૂં જરા છાતીએ ચાંપું. કે ચુમ્બન આપું હા-
દંત ડંખે એવા અધરામૃતની, સાફ ઘસીને ના;
છોગાળા પાધરે પંથે જા છબીલા ! પાધરે પંથે જા

(૧૪૯૪)—સર ફરોસ—

પડે થે અકકલ પર પથર, જમાનેકી દોરંગી હુએ;
મીલે ખુદ રેસમે જાકર, જમાનેકી દોરંગી હુએ.
ફસા ભોલા શીકાર, ઇસ મતલબી દુન્યાકી મુઠીમેં;
મુરીદેશક રૂહે બન કર, જમાનેકી દોરંગી હુએ.
નયું તીરે હવસ છોડો કે હમ ભી ચલતે પુરજે હુએ;
સીતારે તોડ દે મીલ કર, જમાનેકી દોરંગી હુએ.
યેહ નીકલી કાલી નાગન ઔર તુમારે આસ્તી નીકાલા:
ન મર જંજીર ગૌહર પર જમાનેકી દોરંગી હુએ.
તુમ્હારે કીમતી આંસુ, ચુકાવે એક આનાગાર;
તો ફીર તુમ સબસે હો બંડકર, જમાનેકી દોરંગી હુએ,
ફના હુયે ખાંકી પુતલેકો પડા હય ખાબે ગફલતમેં;
હંસો ગારીલ મુસાફર પર, જમાનેકી દેરાંગી હુએ;
યેહ નેક અંજામ મેરા તેરે દીલ પર દાગે હસરત હુએ;
ન મર ખુને જીગર પીકર જમાનેકી દોરંગી હુએ,
હુવા ફરહાદ જેશે ખાર શીરીકે ન મીલનેસે;
યુહીં ફોડુંગા અપના સર, જમાનેકી દોરંગી હુએ.
બનાયા થા ખુદાને સાથ. લયલા ઔર મજનુકા;
જબહી તો લે ચલા આકર, જમાનેકી દોરંગી હુએ.

(૧૪૯૫)—ચલતા પુર્જા—

પ્યારી બની હો દુલનિયા તુમ્હે લગ જાવેગી નજરીયાં જાન;
ચાહે સખી મારો ચાહે ગરિયાવો, સંઇયાં તે લુટે જોબનવા,
દિલકે અરમાનકા પયદા હુયે અસર આંખો પરઃ
મહેરબા આપકી ખિદ્દમત મેરે સર આંખો પર.
દિલ યહે કહેતા, હુયે ન આશકયે ખુલે રાજે દિલી;
જીતો કહેતા હુયે કદમ ચુમકે ધર આંખો પર.

ચાલો જાઓ ન સતાઓ મુઝે અયશી ન બનાઓ;
ઝેપ ગઇ ઝેપ ગઇ વાહ વાહ ઝેપ ગઇ—ચાહે સખી.

## (૧૪૯૬)—અશોક—

પ્યાર પરનરનો નવ કરીએ સન્નારીઓ! પતિવ્રત–પીયુષે વિષ નવ રેડીએ
શીયળ કલ્પતરૂ વર નવ બળીએ શન્નારીઓ ?
ધુળે સૌન્દર્ય કુસુમ નવ રોળીએ–પ્યારે.
પ્રીતિ નિજ પતિની સાચી. સતીએ ત્યાં રહેવું,
પતિ ચરણ નિસરણીથી સ્વર્ગ જઇએ—સન્નારીઓ.

## (૧૪૯૭)—ચાંપરાજ હાડો—

પ્રીય મિત્ર વિના હો ભાઇ, કોણ મોહબ્બત સાચવે આંહી—પ્રીય ટેક.
માથું દીએ તે મિત્ર, જગ કહે પણ કરવું વિચિત્રઃ
તે કરી દેખાડયું ભાઇ, કોણ મહોબત સાચવે આંહી—પ્રીય.
ધન્ય પ્હાડ સિંહ તુંજજનુની; ધન્ય ટેક મિત્ર તુજ મનની;
મૃત્યુના મુખમાં જાઇ કોણ મહોબત—પ્રીય.
તે જાણી દોસ્તની રીતી, તે જગત જણાવી નીતિ;
આ દિલ્લી શહેરની માંહી કોણ મહોબત—પ્રીય.
કદી હોય સહોદર ભ્રાતા, નહી રમે સાહસ જીવ જાતાં;
નહી મળે જોડ તુંજ કમાઇ કોણ—પ્રીય.
બલાતી હુ મિત્ર જગ મળતા કોઇ વ્યસન લાળથી;
ભળતા નહી મળે ભાઇ કમાય કોણ—પ્રીય.
કરવીમિત્રતા આવી હું કહું છું જગત જણાવી;
બીજી નામ તણી મિત્રાઇ કોણ—પ્રીય.
જો ક્ષત્રી પૂત હું સાચો વળુ તુર્ત તહાંથી પાછો;
જો રજપુત તન સગાઇ કોણ—પ્રીય.

## (૧૪૯૮)—સતીનો સાપ—

પતિ પૂજ્ય તીરથ સમ માની સેવે સદા જે સન્નારી;
સતિત્વતણા પ્રભાવે, ફાવે ના દુરાચારી
પતંગીઉ રૂપ ભાળી, ભમે ભુલી ભાન ખાળી;
ઝંપલાવે દીપ ન્યાળી બળી સહે દુઃખ ભારી—પતિ
શીળ કશોટી સ્ત્રી તણી, પરખે કરતાં વાર;
ગુણી અવગુણી પુરૂષનો, વિગતે કરે વિચાર.
તજીને મોતીનો માળો, સેવે સદા મુકી ડાળો;
અરે ! પડતીનો ચાળો, રૂવે દેવીને સાંભરી—પતિ.

(૧૪૯૯)—આંધરે બહેરૂં—

પરાગે હાહદીલ વેચી ડમાયા રંજ દુઃખ આફત.
ગુમાવી આબરૂ સુખ મૌજ રાખી ઈશ્કની દાવત.
પડયું દડતું કરીને દોરતી તે સંગ દીલ બુતની,
સાયાં દુશ્મનો દીદારમાં થઇ દારની હાલત.
થઇ યુસુફ હું વેચાવા સરે બાજાર જઇ ઉભો,
ખરીદયો ના જલીખાંએ મલી જીલ્લત ગઇ કુરમત.

(૧૫૦૦)—ભાવી પ્રબલ્ય—

પ્રીતમને પેખતાં મારા હૃદયમાં આવે ઉછાળા;
વિલાસોના ઉમંગોનાં તરંગોમાં ઝુલે બાળા—પ્રીતમને.
પ્રીતીની વાંસળી વાગે, રસીલીનું હૃદય જાગે;
ઝુલે છે આજ અનુરાગે અધીરી બ્હાવરી બાળા—પ્રીતમને,
ઝીણા ગાનો વીણા બોલે જગત એ આનંદમાં ડોલે.
ચડાવ્યું ચિત ચકડોલે તે જાદુગર વીણાવાળા;—પ્રીતમને.

(૧૫૦૧)—જલશા સંગ્રહ—

પનીયા જાઉંગી મોહે મત રોકો—પનીઆ
સબ સખીઅનકે સંગમે પનીઆ;
જાન દીઆ ભર આવુંગી-મોહે-પનીઆ.

(૧૫૦૨)—લલિપ્રિત—

પરણાવે માબાપ છોકરાં જોડ જુવે નહીં સુખકારી,
થાય કજોડાંમાંથી ખોટુ અપજશનું દુઃખ બહુ ભારી;
અણગમતો વર બાળાને એ બ્હાનુ રમવાને જારી.
સમજોરે શ્યાણા સદભાગી દિન દિન વધતી ખૂવારી;
નામે મ્હોટા કામે ખોટા લાલ બને થપ્પડ મારી
બાળને પારી નવ જાણે એ નર મુસાળી નારી.
કૂળ જોઇ કૂળવાળા બનતા રડે રાંડિયા અવિચારી.
ફટફટરે ફુલણજી બાળકને નાખ્યા મારી.

(૧૫૦૩)—અદલ ઈન્સાફ—

પુરણ કસોટીએ પરખી લ્યો પણમાં કાળું કનક પડનારૂં.
નૈન અરીસામાં નીરખી લ્યો રસીયા જણાસે હેતુ તમારૂ.
તન મન વારૂં છો સરદર મારૂ.—પુરણ
નીર સંયોગી માછલી જીવ તજે નીર સુકે.

તેમ તમો વીણુ આ પ્રમદા પણ પ્રાણુ તજે પલમાય,
સારસડી સ્નેહી વીયોગે વીંધાય—તનમન

**(૧૫૦૪)—સ્વદેશ સેવા—**

પ્રેમ શીરોમણી રંગ રસ ભીના મુગટ મણી મારા.
વિમળ અચળ મમ સ્નેહ આપી કરૂ નયનો ના તારા,
મધુરા તારા શબ્દ રશાળા કમળા કરનારા,
દુર હટોજી તન પર ધસતા પ્રપંચ રમનારા ( વાહ વાહ, )
ચપળ વદનના સરળ વચનમાં છળથી છળનારા ( છોજી )
પ્રાણુ જીવન ધન અર્પણુ તુજ પર તું મુજ રસ ધારા,
મોહ ભરેલા છો મદઘેલા તનમન હરનારા—વાહ

**(૧૫૦૫)—સ્વદેશ સેવા—**

પ્રભુ આપ સમાનર સહુ કરજો અમ દીનની દાઝ દીલે ધરજો,
અની તારક અન્ય પછી તરજો સહુ ભારત આ અંતર ભરજો.
સ્નેહ દયા સંભાળ દુઃખની કોડ ઘણું પુન્ય કાય આણું ?
જીવનનું સાફલ્ય આ જગમાં સેવન છે નિજ દેશ તણું;

**(૧૫૦૬)—ચંદ્ર ચકોર—**

પંડિતજી ચલ્યા કાશીથી ઠગનું આવ્યું ગામ,
" ફિર તો કહે ફર " અર્થ ન જાણ્યુ ખોયો માલ તમામ,
આજ કાલનો જુવો જમાનો મોટું રાખે માન;
કહે સુધારો " ફર " નહિં સહમજે બધા તાન મસ્તાન.
પહેરે ઇસ્કી કપડાં ચશ્માં તેજ ભણેલો છે ?
નહી આચારે સમજે તે ધર્મી બનેલો છે ?
ભપકામાં નહી સાર જરાપણુ ભણ્યો ખરો જે ગણુતો જાય;
તેજ સ્હેજમાં પાર ઉતારે ભણે ગણે જય જય જય થાય;

**(૧૫૦૭)—રતનબાઈ—** રાગ ભજન. પદ.

પ્રેમ પ્યાલો મેં પીધોરે. સુણોરે સંતો પ્રેમ પ્યાલો મેં પીધો,
આરે જગતડાને કોઇ નીવારોરે અમર પછેડો કોણે લીધોરે—સુણો૦
મારા શીરના સુખે સુખડારે તે અમે ત્યાગી દીધોરે—સુણો૦
મારા મનડાને બહુરે સમજાવ્યું મે શોધ જંગલનો કીધોરે—સુણો૦
ગુરૂના પ્રતાપે બોલે રતનબાઇ, કનકાપુરીનો મારગ લીધોરે—સુણો૦

**(૧૫૦૮)—મહાશ્વેતા કાદંબરી—**

પ્રેમબિજ રોપ્યુ હૃદયે જીવન આધાર મારા.
પ્યાર! પત્ર તારા ભાળી ફુટયાં નવપલ્લવ ડાળી.

ખીલી પુષ્પે તો હદવાળીરે (૨) જીવન આધારે મારા.
મદન પડીને પુકે મીઠાં પ્રેમ પુષ્પ ચુંટે
મારી ફૂલવાડી લુંટે (૨)જીવન આધારે મારા.

(૧૫૦૯)—ભક્તરાજ અંબરીષ—
પ્રેમવશ થઇને જીવન તજી જામા જીવન તજી જામાં ગમનકરી જામાં-પ્રેમ
તારી પરખ મેં ન કરી સાચી સતી તુ સુંદરી.
જો હત ખબર આવી તો ન રાખત દૂર પરી
સાહસ કરી નજા મુજ જીવ જાય તો જાયે.
એક વાર હું થી બોલી ભલે જાય તો જાયે.
તારી પાછળ હું ભવમાં ભટકું આ તન મને,
કેમ શોભે હે સ્યામા, શોભે હે સ્યામા રહો રમણી રામ-પ્રેમ-

(૧૫૧૦)—સતી તોરલ—
પ્રેમ રંગે હું અનંગે ભરી યુવતી.
રસ બસ થઇ પ્રીય નરને પ્રીતે રોઝાવતી—રંગે૦
મધુકર મોહનજી રહો યૌવનના બાગમાં,
રમી લ્યો સ્નેહ સાથ મધુર પ્રેમના પરાગમાં-
ઝુલાવતી અંગ પ્રીયે કળી વીકસાવતી પ્રેમ—રંગે

(૧૫૧૧)—સાગર સરિતા—
પ્રેમરંગ ઝુલે ઝુલો હૈયાહાર ઝોલો આ જોબનનો બહાર વ્હાલમાં.
કામણગારી જાઉં હું વારી ચોર્યું ચિત શાણા સરદાર આજ મારુ.
પ્રેમે ફસાવી દીવાની બનાવી હું પણ દીવાનો દીલદાર આજ બન્યો.

(૧૫૧૨)—ખ્વાબે હસ્તી—
પંખના હોતો ઉડસકું એ પંખ ઉડાના જાય.
બિધના અયસી બાત કરે કે પંખ દે લગાય.
ચીડીયા બનકે મખ ઉડ જાઉં કોયલીયા બનબાસી
બનબન દુઃખયારી કહું અહીયનકર જીયરા ફુકું.
અગમ દુઃખ અગીયન ઝોકું,
એકલ મતવારી ડોલું. અપના અપના દુઃખ કાસે બોલું.
બીરહા બીખ હીરદે ઘોલુ............પંખના.

(૧૫૧૩)—ઉદયભાણુ—
પંથી પરદેશી ચિત સોંપી હું આ ચા...લી મનને ભાવે તે કરજો
પુન્ય...શાળી

સાખી { તરસ્યાને ટીંગળાવવા પડદે રાખી પ્રીત
પાળ્યું પ્રવીણ પંખીડે પ્રાણ ગામની રીત

શુભ સંદેશો લઇ સંચરજો હું આ ચા...લી

સાખી { મહા મહીનાનું માવઠું જંગલ મંગલ ગીત;
સમય વિનાનું બોલવું ત્રણેની એક રીત.

વ્હેલા મંડપ માંહી મળજો હું આ ચા...લી.

## (૧૫૧૪)—લક્ષ્મી વીજય—

પૈસા સાટે વેચે જે સુતા પ્યારી નર્કનો તે નર અધિકારી
બાળા બાંધે વૃદ્ધ કોટે અવિચારી નર્કનો તે નર અધિકારી
હોરે ત્યાં જાનાર ગરીબડી કન્યા ગાય બિચારી
પિડે પાપી દુ:ખ આપી તે નિચ કશાઇ લ્યો ધારી—નર્કનો
દિકરી કેરાં દામ મેળવી ખોટી ધરે ખુમારી
દે દાટી થાય માટી...ધનની બને અંતે ખુવારી—નર્કનો

## (૧૫૧૫)—સતી પાર્વતિ—

પંખીડાં તારુ જાણીશ જગમાં ન કાંઇરે
ધન નહિ તારૂ તન નહી તારૂ સુંદરી સુત માઇ ભાઇરે
કર્મ સેલાણી એ આણી પુર્યાં ફોગટ ફુલ્યો ફસાઇ અ.
સોહ સાચો ભજ ભવ તરવા માયા આ સર્વ પરાઇરે.

## (૧૫૧૬)—કબીરભજન—રાગ ઝીંઝોટી પદ.

પાંડવ કોણ કુમત તોએ લાગી દીનાનાથ જ્યારે અભાગી—પાંડવ
જીવોકી વેધકસુ ધરમન કહીએ સધરમકી કહીએ ભાઇ—પાંડવ.
બડબડે મુનીવર મીલકદ બેટે ઇઆમે કોણ કશાય—પાંડવ.
ચારોઇ વેદ તુમ જપજપ જાણ્યો તો જ્યું બર લાધ્યો ભારા
રામહી નામકો મરમ ન જાણ્યો તો કયુંકર ઉતરેગા પારા—પાંડવ.
પઢપઢ પોહી ભવનજો ભરાયો અંતર ભેદ ન પાયા,
કહેત કબીરા સુનભાઇ સાધુ દુનીયા ધંધે લગાયા—પાંડવ.

## ક (૧૫૧૭)—રંગતરંગ—

ફેશનનેબલ બૈરીનો સ્વામી સંસારે રવડે છે,
ધન ખર્ચી ઘરમાં ઢેમફુલ લાવી દુઃખમાં સબડે છે;
રંગઢંગ ઠાઠમાઠ ફેશન પર ણુરતી પ્રીટતી,
ફેશ ડેશ ડેશ ત્રેશ બીલકુલ એકટ્રેશ સમ દીસતી
આય નાચે કુલટા ફેલ ફંદા સઘળાકછેક;
બની ગુણીકા બેપરવા..........ફેશનેબલ
વોચચેન પેનફેન ડેન્સી હેન્ડ કર શીપ ધરતી
શુટબુટ લાવ લાવ ઓર્ડર પર ઓર્ડર કરતી

જાય: મીજલસમાં ખાય છે હોટલમાં લાય લાગે
ઉરમાં અંતરમાં............ફેશનેબલ

(૧૫૧૮)—મીસ કાલી જાન
ફનામે અદમે, શરિઆદમે શીશેમે નાલેમે,
સુનાઉ દર્દ દિલતાકાત અગર હો સુનને વાલમે,
તુમ્હારા ઉઠકે જાના ઓર મરીજ ગમકા મર જાના.
મેરી જાન ફદક હોતા હે યહી તો મરને વાલે.

(૧૫૧૯)—બોલતો કાગળ—
ફુલગુંજ ફુલોમાં ઝાઝા ફુલ્યું ફુલ ફુલી કરમાશે
ફુલી કરમાશે ખીલેલું આખર ખરી જાશે,
સરખા દીવસ ન ગયા કોઇના તેમ નહી જાશે.
રેંટતણી ઘટમાળ બરાશે ભરાઇ ઢલવાશે,
ઉજળુ એ સહુ દુધ આજ દેખાશે,
જયારે પડશે કાળ ઝપાટો ત્યારે સમજાશે.

ફુ (૧૫૨૦)—બુદ્ધદેવ—
ફુલની પાંખડી લ્યો પ્રાણ-ફુલની૦ ગણી અંતરની ઓળખાણ-ફુલની
શ્યામ સલુણા અમ ઘર આવ્યા શા કરીએ સન્માન;
નાથ નગીના પરિમલ બીના મન માન્યા મહેમાન-ફુલની૦
ઝાઝુ શુ કહીએ સુમજુને સખી નયનના બાણ;
વિમળ કમળ આ સરોવર જળનું ભોગી ભ્રમર સુજાણ-ફુલની૦

વ (૧૫૨૧) આનંદ લેહરી—
બંસીવાલા છેલે લગનીરે લગાવી લગનીરે લગાવી પ્રીતલડીરે જગાવી
પ્હેલાં નવ જાણ્યું કાંઇ પ્રીત શું હસેરે બાઇ!
હવે તો ગઇ ઘવાઇ શુદ્ધ બુધ્ધ સૈ ભુલાઇ
જાદુગરા શ્યામે ભોળીને ભરમાવી કામણગારા કાને ભોળીને ભરમાવી.

(૧૫૨૨)—ચલતા પુર્જા—
બાવરી બાવરી હુઇયા નાદાન લોભ બાવરી હી જાનીએ;
બાવરી સુઇયાં પિતા કારન—નાદાન લોગ૦
ગોરે ગોરે મુખપર ઝબકી ઉદાસી કારે કર મંયતો દરશનકી પ્યાસી;
યુ જીગરા નજરારી વારી વારી વારી—નાદાન લોગ૦

(૧૫૨૩)—સ્નેહલતા—રાગ ગીત,
બુઢા પરણીને જાયે બાળકી વાગે છે ડંકાં.
પૈસા આપીને પરણ્યો લાડકી લુટી છે લંકા,

પત્થર સાથે રત્ન પછાડયું થાસે જગમાં ડંકા,
કાજળ અને કંકુ એકજ થઇ ગયું લુટી છે લંકા—પુદો

## (૧૫૨૪)—વિદ્યાપ્રતાપ—

બની જોગણુ ધરી ફફની પતીને શોધવા માટે—પતીને શોધવા માટે,
જાઉં પ્રેમની વાટે હું નાવા પ્રેમને ઘાટે;
મળે તો મેળવું ફળ એજ મારા પ્રાણુને સાટે—પતિને
સાગર પ્રેમને મોઝાર હું પ્રેમ તુંબડે તરનાર;
મુખથી પ્રેમનો ઉચ્ચાર કરતાં પહોચ્યુ પેલે પાર—પતિને.

## (૧૫૨૫)—દુશ્મને ઇમાન

બાંકી તીરછી અદાને લુભા લીની
દીલપે બરછી નજરકી લાગા દીની,—બાંકી.
કાફીર અદાપે હાય મંગ તો મચલ હાઇ.
ઉડતા હયે દરદે જીગર હોંતી હએ રોતબસર.
સબો કરાર છીના ગેકસ કીની—બાંકી

## (૧૫૨૬)—જલસા સંગ્રહ—

બતાદે પ્રાણુ જરા મોકો શરણુ કિસ્કે તું જાતુ હૈ,
દીદાર મેં તુ બચન દેકે-તિકસકે કયુ ભ્રમતા હૈ,
પ્રભુ કે ખાન પાનોકો-તથા તુ ભુખ કે મારે,—૧
અરે મન સુદ્ધ જો હોકે ભજન તુંજકો ન ભાના હૈ—૨
હુજા કોપ અધિક દાંતા નિકાલો દુદ્ધ જગતિર કે;
ઉસીકે જો તું દેનેમે નહી સંતોષ લાતા હૈ—૩
ચલાજા ઓર ઠોરોંગે તજી ઇસ રાજયધાનિકા
અવિહિત કર્મ પાનીમે જનમ અપના ડુબાતા હૈ—૪
જહાંવોના તુજે દેએ જગ શીરોજ બના એસી;
કયુ છુપકે પ્રભુસે જો તું કરને પાપ ચ્હાતા હૈ—૫

## (૧૫૨૭)—અદલ ઇન્સાફ—

બહાદુર બંકા નહી કરો શંકા હરવાને પરધનને,
બહુ વેશ ધરો ને શીક ફરો દીલમાં ન ધરો ડરને.
લુંટફાટ કરો છળબળથી દયા નવ ધરીયે ખટપટ કરીયે.
જઇ દુશ્મનને હણીએ ............
ભોળીને નાંખો પાંખડમાં ધુતો ફુશનનાં ફંદમાં.
શીખ સુખે માણો સંગમાં ગોલ્ડન મૅગનો જયજય.

(૧૫૨૮)—મુદ્રાપ્રતાપ—
બહુ ધીરજના ફળ મીઠાં બેન ધીરજના ફળ મીઠાં છે;
કહે ઋતુ વિણફળ કયાં દીઠાં બેન ઋતુ વિણુ ફળ કયાં દીઠાં છે.
તરૂવર તહાં તરુવરની છાંયાં કંથ તહા કામની કથા;
જન બહુ મથન કરીને થાકે ઉતાવળે આંબા નવ પાકે;
મન કરીએ ન અજીડાં બેન ધીરજ

(૧૫૨૯)—રજની ચંદ્ર
બાજી બગડી તો ગઇ દુષ્ટ જનના સંગે રંગે.
પાજી હાજી હા કહીં સુખથી રહે રંગ ચંગ
ખટપટીયા ખુશામતીયા વળી મસલતીયા મોબાજ.
ચાડી કરીને રાજી રાખે હલકા ઉપરી આજ
રાખી અંતરમાં છરી ફસાવે સજનને ઉમંગે—બાજી
ઇદ્ર ધનુષ્યનો રંગ જુઓ જયમ સમય સમય બદલાય
ઉદય અસ્તનું કાલ ચક્રભ્રમ જાણે નહી શઠ કાય
માયા કોઇની ના થઇ વહોતી જે સલિલ તંરગે —બાજી

(૧૫૩૦)—વીર અભિમાન્યું—
બિના પતિ સુનો સંસારે,
પતિ હિ વ્રત હય પતિ હીય તપ હય પતિ હય કીરતાર.
પતિ હિસે પત હય તબલોં પતહયય બીનપતિ બિપત હજ્જાર.
પતિ હશે પત હય ઇસતનકી પતિ પત રાખન હાર.
જબલો પતિ હય બીનપતિ બિપત હજાર.
જાકો નેહ ચરણુમેં પતિકે વહી પતિવ્રતા નાર
એક પતિવ્રત રહે જગતમેં તો સબ બરત અસાર.
બિના પતિવ્રતકે નારીકા જીવન હય ધિક્કાર બિના,

(૧૫૩૧)—ભજનામૃત—ભજન મીરાંબાઈ
બલીહારી રસીયા ગીરધારી સુંદર સ્યામ હો તજી અમને
મથૂરાંના વાસી આવા ન બનીયેજી
વાંસલડી વાગે વ્હાલા ભણકારા વાગેને વૃજ વાટ લાગે ખારી
સુંદર સ્યામ હા તજી અમને મથૂરાંના વાસી આવા ન બનીયે હોજી
જમૂનાનો કાંઠો વહાલા ખાવાને દોડેને અકળાવી દે છે મૂને ભારા સું
વૃંદાવન કેરી શોભા તમ વીણુ અમને તો નવ લાગે હવે સારી—સું.
ગોવરધન તોળ્યો વ્હાલા ટચલી આંગળીયે ને આભપર કેળ્યો ગીરધાર
મીરાંબાઈ કહે પ્રભુ ગીરધરના ગુણુ શુદ્ધ પ્રભૂ લેજે માહરી.
સુંદર સ્યામ હો તજી અમને મથુરાંના વાસી આવા ન બનીયેજી. સું

(૧૫૩૨)—સુરદાસ ભજન—રાગ હોરી

બ્રજમે હરી ધુમ મચાઇ ગોપી સરવે દેખન આઈ.
ઇતસે આઇ નવલ રાધીકા ઉસસે કુવર કનાઇ;
હીલ મીલ ફાગ ખેલે પરસ્પર શોભા બરની નહી જોઈ
નંદ ઘર બાજ બધાઇ
રાધે સાન કર સખી અનકુ જુઠ જુઠ ઉઠવાઇ
પકરો પકરો મન મોહનશે સબ સંપ કરે પાઇ
તને કયું ન લેત છોડાઇ
તદલ પખાજ વેણા વાંજીત્ર વાજે મંજીરા સરણાઇ,
ઉડત ગુલાલ લાલ ભયે બાદલ સઘળી વ્રજ સોહાય.
માનુ બાગવા જરાઇ.
મુગટ પીતાંબર છીન લીયો શીર પર મુંદડી હોડાય;
નેનું જોયે નબ નેનુ બીચ કાજળ નેકવેસદ પેરાઇ
લાલેકુ નાચ નચાઇ.
કહેત રાધીકા સુન હોને કૃષ્ણજી કહાં ગઇ ચતુરાઇ;
કહાં ગયો તેરો નંદબાશાજી કહાં ગઇ જશોમતી માઇ.
માનુની નાર બનાઈ.
ફગવા લીયા બાન જાને ન દુંગી કરો મા કોટી ઉપાઈ;
લગી કઠોર કસર સબ દીનકી મસ્તી નાચ નંચાઈ.
બોત દીન સાંખ ઉખાઇ.
મૂગટ પીતાંબર દોયોને રાધીકા ફગગવાં લીયો મન ભાઈ;
સુરદાસ કહે છબી કહાં લગી બરનુ એસુખ બઇકુંઠ નાઈ,
કરત જન કોટી ઉપાઈ,

(૧૫૩૩)—યોગકન્યા—

બની આતાર હું લાચાર હૈયા હાર વીના
જેવી જામિની લાગે ચંન્દ્રના ચમકાર વીના
જાણે વ્હાલા વિના વનીતાની વૃથા જીંદગી.
વાવેલી જેમ વૃક્ષના આધાર વીના.
શુ કરૂ કોઇને કહું હાયરે મુઝાઉં છું,
મીધાવે કોણુ મારો માનિતો કીરતાર વીના.

(૧૫૩૪)—મીસ અમીજાન—રાગ ગજલ તાલ દાદરા.
બહકાને વાલે આપકે સબ યાર બન ગયે.
સમઝાને વાલે મુફત ગુન્હેગાર બન ગયે
હમને દીયાથા દીલ ઉન્હે દીલદાર જાનકર

વહ લેકે મેરે દીલકો દીલ આજાર બન ગયે,
કુએ હેયદરસે જો આબાદ હે સીના મેરા
બન ગયા દુરે નજીદ દીલકા નગીના મેરા
ઉસ ગુલ બગેર રાતકો અતી નહી હે નીંદ
બીસ્તર કે તાર હકમેં મેરે ખાર...

(૧૫૩૫)—મહમદ હુસેન—રાગ ભેરવી કવાલી
બહુ તેરો સમજાયોરી લાખનબાર દીલ હમારે વે માનત નહિરે.
મન સમઝ પસ્તાયોરી લાખનબાર—બહુ તેરો.

(૧૫૩૬)—પ્યારા સાહેબ—દાદરા.
બટવા ગુથન દેરે મીજાજીયા બટવા ગુથન દે.
હાંરે મેરે સોરેકા બાલા જોબનવા—બટવા ગુંથન દે.
એક તો ચીકના ગોરીકા પત્તા દુસરા ચીકના ઘી,
તિસરા ચીકના ગોરીકા જોબના ચારેકા લલચેજી—હાંરે
નદી કિનારે બગુલા બૈઠા ચુન ચુન મછલી ખાય
સીગી મછલીકા કાંટા લગારે મોરા તલપ તલપ જીવ જાય.

(૧૫૩૭)—મીસ અબદુલહુસન—રાગ ગજલ તાલ દાદરા
બહાર આઇ હે ગુલ ફુલે હે બાદલ ટીરકે આયે હે,
મદીનેકા ચમન ઇસ વખ્ત આંખોમે સમાએ હે.
બને સમસો કમર ઓ રહે બને સબતુર કે ચહેરે.
ખુદાને આપ આપને નુરસે તુમકો બનાયે હે
મીલેગા એક મોતીકા મહલ ફીર ખુલ્દમે ઉસકો
ગમે હજરતમે જીસને એક આંસુભી બહાયા હે.
ગમે હજરતમે વહહે જીસને નારે દોજખકો બુઝાયા હે.

(૧૫૩૮)—ન્યાય સીધુ—
બાજી ગરની રચના જેવી સયમ રમત રમનારોરે.
સમયે રામે રાક્ષસ હણિયા થતા સમય ફરનારોરે,
સીતાને રાવણુ હરી ચાલ્યો ગર્વ અતિ કરનારોરે.
કૌરવ સૈન્ય સંહાર્યું અર્જુને ગાંન્ડિવનો ધરનારોરે,
સમયે લૂંટાયો તસ્કર હાથે સમય પંથ છે ન્યારોરે.
યુદ્ધ કરાવ્યું મહાભારતનું કંસ સગ લડનારોરે.
સમયે હણાયો, ભીલને હાથે કૃષ્ણુ મહા બળવાળોરે.
સમયે પથુરાજે શ્રા કીધાં ઘોરીના સંસ્ક.રે.
સમયે પૃથુરાજે શ્રા કીધાં ઘોરીના સંસ્કારોરે.
એજ ઘોરીએ પૃથુને બાંધયો થતાં સમય પડનારોરે.

સમયે મહેલ મેડીમાં વસતો ઝુપડીનો વસનારોરે.
સુમય સમયનો હેરો ફેરો સમય સમયનો વારોરે,

(૧૫૩૯)—શ્રી સિધ્ધ સત્યેન્દ્ર—રાગ હોરસ ચોપાય

(બ્રહ્માણુ અગ્નિ હોત્ર કરે છે હોત્ર કરે પંડામ કરે છે
પૈસાની બાર બીડી લઇને પીયે છે શીયા
અંધારે અજવાળૂ થાય ચોર આવેતો નાસી જાય.
દીવાશળીની સાથે ડાબલી પછી
પુર્વરૂષી સંતાન આપણે મૂખ માંહી અગ્નિ ધરીએ,
વડીલ થકી પછી નામ સવાયું આપણે કેમ નહિ કરીયે.
હોઠ બળે ને મુખ ગંધાય દાંત દુઃખે વળી જાય સળી
હૃદય બળે ક્ષય ખાંસી થાયે પણ છુટે નવ આ બીડી
જ્ઞાની ગુરૂ આચરતાં આમ તો જોઇ શિષ્ય કેમ નવ શીખે;
મોટાનુ જોઇ શીખે છોટા શસ્ત્ર વચન એ સાક્ષી દે.

(૧૫૪૦)—મીસ જાનકીબાઇ—

બાજી બંસીયા તાન રસ બનીરે...બાજી
સુની શ્રવન ડેર ચીત ભયો ઉચાટ મોહે રહયો
બાવવીસી કર દીની..........બાજી
મૂ:લીકી ધુન સૂત આઇ કહાન કહાન ઠીઠ કરત કલોલન સબ સખીયન
ધાઇ ધાઇ ધાઇરે કહાંન હેરત ઓર ગાએ સબ ગુની—બાજી

(૧૫૪૧)—સુરદાસજી—

બોલુ કયા મેરે પ્યારેકી બતીયાં બોલુ કયા મોરીછોટીસી છતીયાં
ન ધરિ ચેન રેન ચૂમિ બદન શયનમેં દુઃખી કર ડારો
પકરી જુગલ કર બસન અધગ કર કિય પરહરી ડર છતઅધરનરપર

સાખી { મરોર ડારે જોરસે મેરો કોમળ અંગ
એસે નિરદય નાથકો મેં સુપને કરું ના સંગ

(૧૫૪૨)—મીસજાનકીબાઇ—

બીતે અધવય સેવા આવત પ્રોહી કેસોમે ફાગ ખેલો વ્રજમાહી
ફાગુન જેહે ભહુરી ફીરત એહે ગયેલો ફરી જોબન આવત નહી

(૧૫૪૩)—મહમદહુસેન—ગજલ કવાલી

બુતોમેં કયોં યે શાને કબરી આઇ હોતી જાતી હે.
કે ઉનકે કબજેમેં સારી ખુદાઈ હોતી જાતી હે.
મેં ઉનકો પ્યાર કરતાં હું વો ગાલી મુજકો દેના હે.
ભલાઈ કરતા જાતા હું બુરાઇ હોતી જાતી હે.

મેં બરસોંસે કહા થા મુદ્દતો રૂસે બયઠે.
ખુદાકા શુક્ર હે અબ તો રસાઇ હોતી જાતી હે.
અગર મીલના નહિ મંજુર થા તો સાફ કહ દેતે,
યે ક્યોં દરપર દાહ હમસે, બેવફાઇ હોતી જાતી હે.

(૧૫૪૪)—મુરીદેશક—
બુટ્ટી પીલાકે લુભા ગયા કોઈ મુઝે બુટ્ટી પીલાકે લુભા ગયા કોઇ,
બડે સવેરે જો કોઇ છાને બાકી લંબી ઢીઠ.
ઉડતી ચિડીયા બહ પહચાને ગિરી સડકસે ઇટ સવેરે ફેર છીનેગી ભંગ
દુસરા પહેરે જો કોઈ છાને જ્યાં માંદોકી કીચ
ઘરકે જાને મર ગયે ઓર આપ નસેકે બીચ સવેરે ફેર છીનેગી ભંગ
તીસરા પહરે જો કોઇ છાને બચા આપહી આપ.
દો જોરૂ દો સુરરેકા હો છ બચ્ચેકા બાપ સવેરે ફેર છીનેકી ભંગ.

(૧૫૪૫)—ઉદયભાણુ—
બોલો મારા પ્રેમી પોપટજી બોલો બોલો બોલો મેના બોલાવે
બોલો રંગ રશીયાજી ડોલો ડોલો ડોલો પ્યારી ડોલાવે,
મેનાં તારા વચનની વેણુ વાગી લાગી લાગી લલીત લેહ લાગી,
મેના વ્હાલી મેના કે ના કહે પણ જાગી જાગી અજબ જોત જાગી.
પહેલાં પોપટજી પ્યારા રામજી સંભારો વાહ મેનાં શું સતી સીતા વીસારે
ચતુર સુજાણુ સીતા રામ અચારાવો......બોલો
પોપટજી પાંજરૂ સોનાનું સગનું લાડીલી હું લલચુ નથી કે લલચાવુ
સોને રૂપે શું બીડ ભિતરની ભાગી.........લાગી.
રૂડા સુડાને રંગે રમાડુ પાંખે ઘાલીને ફળ મીઠાં ખવાડું,
ભાવના ભુખ્યા શું ભાવી ભાવના ભુલાવે ?—બોલો,

(૧૫૪૬)—મહાશ્વેતા કાદમબરી—
બોલો બોલો અંતરના બેલી નાથ વિનવું કરજોડી
પીયુ જાશો કયા અમને છોડી પ્રિની જન્મો જન્મ તણી તોડી...બોલો

સાખી { હાથે આવી હંસલો ઉડી ગયો આકાશ,
જઈ બેઠો દુર દેશમાં હવે મળવાની નહિ આશ.

મરજાદા મેં કુળની છોડી (૨) તમ સંગે મેં પ્રિતિ જોડી (૨)
ઉઠો ઉઠો ને અંતરની કરીયે વાત રાત રહી હવે થોડી...બોલો

(૧૫૪૭)—રામવર્ષા—સાકી
બેઠત રામહી ઉઠત રામહી બોલત રામ રહયો હય,
ખાવત રામહી પીવત રામહી ધામહી રામ ધયો હય,

જાગત રામહી સોવત રામહી જોવત રામહી રામ લહયો હય,
દેતહુ રામહી લેતહુ રામહી સુંદર રામહી રામ રહયો હય.

(૧૫૪૮)—સરદારબા—

બંસીવાલા આજોરે મોરે દેશ પ્યારી સામરી સુરત પ્યારે બેસ—બં૦
આવન આવન કહે ગયોજી કર ગયો કોલ અનેક,
ગીણતાં ગીણતાં ગસ ગઇ મોરી આંગળીઓની રેખ.
સાંવરીયા રસીલા સલુણા પીયાને પીયાને જીયાપે કરુંગે નીશાર,
હમતો જોગી પ્રેમકેરે પ્રેમ હમારો દેશ,
શુદ્ધ નહી પાઇ પીયુકી કબતક લીયો આવેશ.

(૧૫૪૯)—ભજનામૃત—

બંગલા ખુબ બના મહારાજ જ્યાંમે નારાયણ બોલે—ટેક.
ઇસ બંગલમેં દસ દરવાજા બીજ પવનકા થંભા,
આવત જાવત કોઇ ન દેખે એહી બડા અચંબા—બં૦
ઇસ બંગલેમે બાજાં બાજે બાજે સાંજ સબેરી
તાજ પખાજ ઔર મૃદંગ બાજે રાગ છત્તીશે ગાવે—બં૦
હાડ ચામકી દેહ બનાઇ તામે નાડીકા કોટ
બાજીગરને ખેલ મચાયા રંગ ખુબ ચઢાયા—બં૦
પાંચ પચ્ચીસકે પાતર નાચે મનુવા તાલ બજાવે
સુરતકી તુરતકી મૃદંગ બાજે રાગ છતીશેં ગાવે—બં૦

મ(૧૫૫૦)—વીસમીસદી—રાગ કવ્વાલી.

ભરેલો કુપ અગનીનો વખત આવેજ શેષ લગી,
ભર્યો મલ મુત્રનો કોઠો નહી માતા રહ્યો વળગી.
મળ્યું છે ચામ ઉપર હા તમોને લાગતું પ્યારૂં,
મીચીને આંખ સૌ નીરખો દીસે છે ધોળું અગર ખારૂં.
સજ્યા સંગાર ઉપરના ઉઘાડી આંખ જો વહાલા.
જતા જગ છોડતા સઘળા સંબંધો સહેજ ખોવાનો.

(૧૫૫૧)—અશોક—

ભારત નરનારી ઉમંગ અંગ ધારી આવો કરીએ સ્વદેશ ઉધ્ધાર,
થઇએ સંપે જોડાવા તૈયાર ભૂલી કોમ કોમના દ્વેષખાર—ભારત.
હિન્દુ મુસલમાન પારસી ઇસાઇ ભાંડુ શાં ભેટી આવાર,
હિન્દી કહેવાઇએ એક બની જઇએ જાણે કુટુમ્બ પરિવાર;
જોઇએ માતૃ ભુમીનો જયકાર—ભારત.

(૧૫૫૨)—ભાવી પ્રાબલ્ય—

ભાવિને કોઈ નવ પહોંચે ભલે પુરૂષાર્થને કોચે—ભાવિને
પુરૂષાર્થમાં રાખે ન ખામી બળ બધું ઉલેચે,

ભયંકર શસ્ત્ર અસ્ત્ર સજીને વિમાનમાં ચડે ઉંચે;
—નીચે પડતા શોચે—ભાવિને
વશ કર્યા વરૂણ વાયુ વીજળી વિજ્ઞાન વિદ્યામાંથી,
તદપિ **अवस्य भाविनो भावा भवन्ति महतामपि;**
ભલે ચડે છેક ટોચે—ભાવિને

**(૧૫૫૩)—મનોહરી રંભા—**

ભરમાવી દુનિઆં ભોળીરે બાવો ચાલ્યો ભભૂતી યોગી—ટેક.
દોરા ધાગાને ચીઠી કરીને આપે ગણકારૂ ગોળી;
જીવને હણતાં દયા ન આણે જેમ ભીલ કાફર—કે કોળી.
નિત નિત દર્શન નીમ ધરાવે ઘેર આવે—તરૂણીની ટોળી;
માઇ માઇ કરીને બાવો બોલાવે હૈયે કામની—હોળી
સઘળા શિષ્યને ભેળા કરીને ખાય ખીર—ખાંડને પોળી
બોજો ભગત કહે ભવ સાગરમાં બાવે માર્યાં—બોળી બાવો

**(૧૫૫૪)—અલક રંભા—**

ભાવીકી ન્યારી હય ન્યારી હય ન્યારી હય
ન્યારી ખૂબી ન્યારી—ભાવીકી.
રાયકો રંક બનાવે પલકમે
પલમે રંક રાય અધિકારી
અધિકારી અધિકારી ખુબી ન્યારી—ભાવીકા
ભાવીકે ચક્રશે કોઇ બચેનાં
ભાવીકે આધીન હય દુનીયાયે સારી
યે સારી યે સારી ખૂબી ન્યારી—ભાવીકી

**(૧૫૫૫)—ચીત્રસેન—**

ભાગ્ય વિના નરભમતા ભવમાં ભલા ભારી
અતિ દુઃખયાગી હાલત ધાત્રા દે તુ વિદારી—ભાગ્ય.
કેક કરતાં લાચારી કેક નર છે ભીખારી,
કેકને છે અશ્વ અસ્વારી કેવી લીલા છે પ્રભૂ તારી—ભાગ્ય.
ચંદ્રીકા મમજે પ્યારી વિયોગે અતિ દુઃખીયારી
આપ તીથી લે ઉગારી કષ્ટ કાપો કરૂણા કારી—ભાગ્ય.
કયું કષ્ટ શું ગીરધારી વાણી ન પહોંચે બીચારી
વિનતી આલે વિભુ મારી ઇશ દયા કર આ વારી—ભાગ્ય.

**(૧૫૫૬)—કબીર સાબ—**

ભજીલે શ્રી રામ મૂરખ હો મનવા
આ ભવ જળ તરવા શિરપર ઘૂમે જમરાયજી

ગર્વ મહી ગાજે પરમ સુખ દેખી દાઝે
હરામિ ન લાજે પાછળ પસ્તાવો થાયજી
પાપી પલિત પાડા ખાતે શિદ ખોદે ખાડા
અંતે એ આવે આડા કુરાન પુરાન પ્રોતે ગાયજી
આંખ તું જોને ખોલી માન દેહ અણમોલી
દુનીયાં રહી છે ડોલી રહ્યા મુઢ તેમાં શુ લોભાયજી
બ્હાર કરીલે વ્હેલી મુસાફરી છે આ છેલી
ભાવે ભર ભકિત થેલી દિન કબીરો મુખે ગાયજી

(૧૫૫૭)—સુરશ્યામ—

ભકિત સુધારસ સાર જગમાં સત્ય સમજો નરનારીરે
ભકિતને વશ થઇ ગીરધારી આહીર સાથે ગાયો ચારી
કપટી મામા કંસને મારી દાસી કુબજા તારીરે—ભકિત
વ્રજ વનિતાનું વ્હાલ વધારી રાસ રમ્યા વિઠ્ઠલ વનમાળી
ઇંદ્રતણું અભીમાન વીચારી ગોવરધન કર ધારીરે—ભકિત

(૧૫૫૮)—મુદ્રા પ્રતાપ—

ભલા ભલા વિશ્વમાં વિશ્વાસે કુટાય છે
વિશ્વાસે કુટાય છે ભરુસે ભુલ ખાય છે (૨) ભલા.
દેખતા પણ આંખ છતાં અંધ બની જાય છે
અમૃત જાણીને વિષ પાયુ પી જાય છે
અને એવા અધર્મીનું જડમુળ જાય છે (૨) ભલા.
પાપનો ઘડો જ્યારે પુરો ભરાય છે
ઓચીંતો એકવાર ફટ ફુટી જાય છે
અંતે પકડાય ત્યારે પુરો પસ્તાય છે (૨) ભલા.

(૧૫૫૯)—અદલ ઈન્સાફ—

ભોળી હું ભ્રમમાં ભુલીરે જુઠા જગમાં
ફોકટ ફેશનમાં ફુલીરે જુઠા જગમાં
ઝાકળને મોતી જાણી અબળા હંસ અટવાણી
પહેલા પરખ્યું નહી પાણીરે—જુઠા જગમાં—ભોળી
નરદંભ પ્રેમમાં ડોલે હું તારો એમજ બોલે
મુખ અમિ અંતર વિષ ઘોલેરે—જુઠા જગમાં—ભોળી
દેખ્યા વીણુ ડગલું ભરીએ મત્સરણુમાં ભટકી મરીએ
જોઇ થામ પ્રેમ તો કરીએરે—જુઠા જગમાં

(૧૫૬૦)—મનુ મણી—

ભલે આવ્યા ગુરુ મહારાજ દુઃખડાને હરીયાં
સૌ સફળ થયા અમકાજ ચીતડાં આ ઠરીયાં

તમ ચરણુ શરણુથી નાથ પાપો સૌ જાયે
જાય જનમ મરણુના ત્રાસથી પણ છુટાયે
ધન્ય ઘડી ધન્ય આજ તણો દહાડો
પ્રભુ પધારીયા શીરતાજ ભવ ભાવટ કહાડો—ભલે.

(૧૫૬૧)—વીર અભીમન્યુ—

ભારત વીરોંકી યાદમેં યહ ગાના ભી રોના હય
પાનીભી નહિં હય પાત્રમે આંસુઓ સે મુંહ ધોના હય
હુવે ધર્મવાન ધનવાન ઇસી ભારતમેં ઓરબડે વિધાન
ઇસી ભારતમેં થી બલવાનોંકી ખાન ઇસી ભારતમેં
યા સબસે ઉંચા જ્ઞાન ભારતમેં અબ ઉન્હીકે હમ સન્તાન
હુવે અજ્ઞાન મીટા સબ માન ગઇ સબ સાન હાયા આલસ્ય
ઓર ઉન્માદમેં સબ ખોયા ઓર ખોના હય
યહ ગાના ભી રોના હય

(૧૫૬૨)—હરિશ્ચન્દ્ર—

ભંગકા લોટા હા હા હા
મન મેલ મિટે તન તેજ બઢે દે રંગભંગકા લોટા
સૌ સોગ ટલે સૌ રોગ ચલે કરે ભંગ અંગકો મોટા
જબતાર જમે આજાર રમે તો હાથ બઢેજી મોટા
તન સાફ મન સાફ હો સાફ આદમી ખોટા લેકેદ દૂધમેં ઘોલા
તો ભંગ બના અલ મોલા કરપાર ભંગકા ગોલા
હરબાર બોલ બંબ ભોલા ઉઠભોર નહાકે ગંગ ચઢાલે ભંગ
જમાલે ઢંગ નિરાલે ઢંગ દીખાદે જંગી કૂંદી સોટા—મનમેલ
તનહસ બદનહરા ખીલાહુવા ચમન હરા ચારો તરફ જમીઓ આસમાન
સબ હરે હરે સેત ધાન પ્રાન ઓર બેલ બાગબાન સબ્જ ભંગપીકે
દેખલે જહાં સબ હરે હરે ચાટમેં મીઠાસમેં ઉચ્ચાટમેં કભી ન્હોને
દેખલે મીઠાઇકી દુકાન સબ હરે હરે

(૧૫૬૩)—ખુરશીદે જરનીગાર—

ભરકે જામ સાકીયા પીલાના શાદીયા મચાના પિયાકે સંગ
સોહાના સોહાના અજબ રંગ શહાના જમાના પચમાના આહંગ
તરાના સુનાના ઝીગાના બજાના ખુશીકા જમાના હય જાનાં ન સંગ
જમાના રંગ બનાના દંગ દીખાના ઢંગ આલા
હાં ચમન ચમન બજતે અમન દીલ હય મગન ફુલનકા

(૧૫૬૪)—ઓડાણો—

ભલી ભકિતની માળ મણી માણેકને બાળ

સજો સકળ જન અમુલ ભુષણુ એ...ભલી
ધરી માળા પ્રહલાદજીએ કરી સહાય નરસિંહજીએ પ્રીત ધરી ધરીયે ભલી
ધન્ય છે ધ્રુવરાજ શુકમાં અચળ છે આજ ભકિત મોતીને હંસ ચરજો
જનની જણે તો જણુ દાતા કે શુરજન
નહિ તો રહે વાંઝણી નુરના ગુથાવ જન
ધન્ય છે ગંગામાતા વાળી શ્રી શ્યામ તોળાતા ભકિત ભુષણુ રાજજે ભ

## (૧૫૬૫)—રાજકઠીઆરાની વાર્તા—

ભરત ખંડમાં સુંદીર ગામ ક્ષત્રિઓનું મોટું ધામ
જજજા નામે પુરનો ધણી સ નામે રાણી પદ્મણી
એક દિવસ નિશાએ રાય પાસે રાણી ચાંપે પાય
રાત દીવસનો પડયો વીવાદ હોડ કરી કીધો સંવાદ
ચઢા ઉતરી બેને થાય રાજા હઠમાં આવી જાય
હાજી આએ હાજી હા કરી કાળી રાત બપોરે ઠરી
ગર્ભવંતી ગુણવંતી નાર મુકી રાત્રે વન મોઝાર
રોતી પિટતી રાણી ગઇ વનમાં પ્રસુત પીડા થઇ,
જાયો કુંવર કન્હઇઓ કહાન જાણે બીજો ભુત નિધાન
પણ પતી વીણુ સતીનું મન કચવાય જૂવે પુત્રને રોવાઇ જાય
રાણી સોક અધીક મન ધરે દીકરો લઇ દક્ષિણ પરવરે
ભૂખ દુઃખના આવ્યા દીન સતીનું શરીર રાતુ ક્ષીણ
પુત્ર ઉગારી માતા મરે સીદ્ધી સ્વર્ગ વીશે સંચરે
મરતાં માંદળીયું દીધ હાથ માતાએ આપીપ સંગાથ
કૂંવર પછી કઠીઆરો ઠયો પીતા ક્રોધથી કૂંપરી વર્યો
સતીએ દળદર કાઢયું દુર ત્યાંથી આવ્યા શ્રી સીત્રપુર
કપટે કંઠે વગડે ઉપડે સતી સસરાને પાલવડે
કહો જોગી પતી કયાં જઇ રહયા !
જંગલમાં જોગી થઇ ગયા;
કહો જોગી સસરાનું શું થયું ?
પુત્ર વધુ પર ચીતજ ગયું;
કુંવર તાતથી કેમ પમાય !
સતી પતીનો સમાગમ કયાં થાય
ઉત્તર સામી આંખ્યો કરો દક્ષિણ સામી પીઠજ ધરો
જો પિતાશ્રી જોધાણ નાથ લે સતી તુજ પતીનો હાથ

**(૧૫૬૬)—બાપુ સાહેબ**—રાગ ભજન (બ્રહ્મભાવ એકયતા)

બાઇ નામ સમજીને બેસી રહીએ આત્મ ચીન્હી મનમાં મગન થઇ રહીએ
રામને રહીમાન તમે એક કરી જાણુજો કૃષ્ણુને કરીમ એક કહીએ
બીસ્નુ બીસમીલામાં ભેદ નથી ભાઈ અને અલ્લા અલખ એક લહીએ
ગફુર ગોવિંદ તમે એક કરી જાણુજો મઓલા માધવ ગુણુ ગાઇએ
હરી હક તાલાનો ભેદ મેતો જાણ્યો હવે ચોર્યાસી માર નવ સહીએ
પરવર દીગાર પરમેશ્વર એક કરી જાનજો નબી નારાયણુ ચોટયા હૈયે
ચોખા ને ચાવલ પણુ ડાંગર એક એવું સમજે તેના ચેલા થઇ રહીએ
બાપુસાહેબ નામ પાક છે ને બીજું નાપાક એવું સમજયા કહો કયાં જઇએ
જેજે સાધન કરે તેમાં પડે છે સાંસો અમે બ્રહ્મ જળમાં નીત ન્હાઇયે

**(૧૫૬૭)—માલતી માધવ—**

ભાભી મારા ડાહ્યા ડમરાં શા માટે શરમાવો તમે શા માડે રીશાવો
એ નાની નણુદલ......આ કોણુ !......તારો પ્રાણુ !
હવે શા માટે શરમાવો (૨)......એ......

**(૧૫૬૮)—કુસુમાવતી—**

ભલે જન કોટી યત્નો કરે નસીબના લખ્યા લેખ નવ તજે
પાપીયા પાપી પગલા ભરે અંતમાં માથુ પટકી મરે
હરિચંદ્ર મહારાજ જુવોને નિચ ઘેર સેવા કરે
થઇ સેવકી સતિ લેખથી ગુમાન શાને કરે—નસીબ.
પાંડવ સરખાં ધર્મ ધારી પણુ વન વન રવડી મરે
ચીર હરણુ થયાં સતીનાં પ્રભુ કૃપા ત્યાં કરે—નસીબ.
સતીયા સુરજન ભલે કૂજનથી કદી પીડાતા ફરે
સત્યમેવ જયતેજ સમજજો ન્યાય નીયંતા કરે—નસીબ.

**(૧૫૬૯)—ધી-ડી-રે-સોં બુક**—ભજન કોલીપા કવ્વાલી

ભજ રામ નામ પ્યારે કયો બરથા જન્મ ખોયા—ભજ
બિસયોમે લીન હોયા હરી પ્રેમને ન રોયા
તારી હય મીરાબાઇ ધના સુદન કસાઈ
ઉસને દયાલ હો કર કઈ ઓરભી હે તારે
નીરદઈ તુને ભઇ ન કીની કુછ કમાઇ
કજાન મુહસે બોલો ધન શામકે જે કારે—ભજરામ

**(૧૫૭૦)—પ્રહલાદ વિજય—વિરભાકત**

ભકિત નોકામાં બેશીનેરે ભવ તરીયે
ભવ તરીયેરે જગથી શાને ડરીયે-(૨)...ભકિત.
અમૃત અળગુ કરી વિષ શીદ પીજીએરે

સૈયા-છોડીને શીદ ભુમી થરીયેરે જગથી શાને ડરીએ (૨)-ભક્તિ
જુઠી છે જગની માયા પ્રભુપદ સાચુરે
હેત કરીને હરિવર વરીયેરે જગથી શાને ડરીયે...ભક્તિ-

(૧૫૭૧)—સુકન્યા સાવિત્રી—
ભુલે ભલભલા ભુલેરે (૨)—ભાવીનો ભરમ કોથી નવ ખુલે
મુર્ખ મન ભલે ફુલાવ્યુ ફુલે-ભૂલે
અતી ઉમંગથી કાર્ય આદરે ધરી મન મોટી આશ
અધવચથી વાડી લુટાઇ જાએ આખર થાય નિરાશ-ભૂલે
કાળ હીચોળે અણૂ માત્રનું જીવન ઝોલા ખાય
રહે દુર નિરધાર્યું ધાર્યું ધરણીધરનું થાય—ભૂલે

(૧૫૭૨)—ચલતા પુર્જા—
મૂરખ છાંડ વ્રથા અભિમાન અવસરબીત ચાલ્યો હય;
તેરે દો દિનકો મહેમાનરે—મુરખ
ભુપ અનેક ભયે પુથ્વી પર રૂપ તેજ બલવાન;
કઉન બચાયા કાલ ગાલતે મિટ ગયે નામ નિશાન.
ધવલ ધામ ધન ગજ રથ સેના નારી ચંદ્ર સમાન
અંતે સમય સબ હીકો તજ કર જાય બસે શમશાન
રે મન મુઢ અંત જીન ભટકે મેરો કહયો અબ માન
નારાયણ બ્રજરાજ કુંવરસો બેગ હિ કર પહિચાન—મુરખ

(૧૫૭૩)—વીસમી સદી—
માનો શીખ માનો સહુ સમજાવું હું કમ્મર બાંધી હામ
વાંઢા રહેવામાં દુઃખ છે સઘળું લીયો હવે છે રામરામ;
ચડવા દીએ નહીં કોઇ ઓટલો ધરનું સરવે કરવું કામ,
કરે આડોશી સૌ પાડોશી લીયો હવે છે રામરામ
દલવું પણ હાથે ભરવું પાણી કામો શીર તમામ
રાંધી હાથે ખાવુ કમાવું લીયો હવે છે રામરામ
બીડીવાલા કરે ન દોસ્તી પીવા પાણી દીએ ન જામ
જોરૂ વીનાનું બધું નકામું લીયો હવે છે રામરામ

(૧૫૭૪)—વીસમી સદી—
મોહનીયા નયન મતવાલે નયન મતવાલે-મોર મોહેચલે
ઓ છલબલ વાલે કનૈયા નયન મતવાલે—મોહનીયાં
અબી તો મેરી છોટી ઉમરીયાં—નાજુક હય છતીયાં,
જલત મોરા જીયા દુલહયા નયન મતવાલે—મોહનીયાં.

(૧૫૭૫)—સુધા ચંદ્ર—

મૃગ જળવત જગના આ મોહિની માયા
સીતા છે આતમની અનેરી સજજનિયાં
સાચી આલમ છે સાચુ મન સારી કાયા—મૃગજળ.
રામ સમાન જગે જે અવતરે રાયા
તથા યજ્ઞ સત્યના મંડાયા સજજનીયાં—સાચી૦
તન જે પુનિતમાં કૃષ્ણુ કનૈયા પધાર્યા
બ્રહ્મ ત્યાં વિહારચા સંતાનિયાં સજજનિયાં—સાચી૦

(૧૫૭૬)—મિત્રની ફરજ—

મિત્ર મારાને આવારે છોડાવું જઇને
અરે જોખમથી એનો જાન બચાવુ રે
પુનમચંદનું દેવું હું દઇને—મિત્ર
જે મિત્રે મુજ કારણે કીધા કામ અપાર
તેને જો મરવા દઉં તો મૂજને ધિક્કાર—અરે
બોલાવું બારીસ્ટરો મુખ માગ્યા દઇ દામ
મિત્ર બચ્ચા વીણુ મહારે છે અન્ન લેવું હરામ
મિત્રને બદલે મારી છાતી ચીરીનેરે
આપીશ માંસ મુજ આનંદિત થઇને—પુનમ.

(૧૫૭૭)—ચાંપરાજ હાંડો—રાગ લાવણી

મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી
હું હવે ગુણીકા નથી હાડાની રાણી
એણે નથી દીઠું મુજ મુખ વાત છે સીધી
હઠ ખરી આટલી વાર વાતમાં લીધી—મુજ.
આવ્યા છે જયારથી હાડો આપની પાસ;
હું જપ તપ કરતી નાદ રહી ઉદાસ—મુજ
હું હતી મહેલમાં પતિ ધ્યાનમાં નારી
એકદમ રાજાજી આવી ઉઘાડી બારી—મુજ
મુને કહ્યુ તારે માટ શીર જાએ
ધિક ધિક અબળાની જાત પણુ ખોવાયે—મુજ
મેં પગ નથી દીધો બહાર બુંદી કોટાથી
હું થઈ નાટકા નાર આરોપ ખોટાથી—મુજ
કરી કસોટી મુજ ભગવાન તમારી દષ્ટે

મુજ લજજા રાખી નાથ પહોંચાડી કરટે—મુજ
જો રાખી શરમ હું નાવત આપ ભૂવનમાં
મુંજ પતિ તણી રહા જાત મનની મનમાં—મુજ

(૧૫૭૮)—ગાફીલ મુસાફર—

મત બાંધો ગઠડીઆં અપજસકી
અપજસકી અઔર પાપરસકી
જવાની દીવાનીકા આંખોમે નશાહુએ
ઉડેગી પલકમે હોકર બુ એહ ખસકી
દાગ લગેલા આખીર દામનો દીલય
નજર પડેગી પ્યારી જબદસકા

(૧૫૭૯)—હમીર સિંહ—

મુરખનર મમતામાં તુ મરે મારું તારૂં કરે—મુરખ.
મિથ્યા માયિક પદાર્થ માટે બાર્થડિપા તું ભરે
સાચું ખોટું હરદમ કરીને પાપ પુંજ સઘરે—મુરખ.
અવસ્ય બનશે તેજ પ્રસંગો જે ધાયો વિસ્વેસ્વરે
થશે સુખી તે સત્પુરૂષો જે શાંતિ દિલમાં ધરે—મુરખ.
ત્યાગી તાગ્યકર તૃષ્ણા છોડો શુભ નિષ્ઠા શંકરે
શુદ્ધ ચિતથી ઉમેશ ભકિત તાપ ત્રિવિધ હરે—મુરખ.

(૧૫૮૦)—જયદેવ—

માનીતી છે તું મોહન તણી હો વાંસલડી
તુને વ્હાલમ કરે ઘણું વ્હાલરે-હો વાંસલડી
મીઠો આવડો શો શોર મોહયે! નંદનો કિશોર
તારૂં આવડું શું જોર ભૂંડી કાળજડુમાં કોરે-હો
એકીવારે તું હણી નાંખને હો વાસલડી
ભૂંડી થોડે થોડે કાં મારે રે-હો વાંસલડી
જોતો તું કાષ્ટ કેરો કરકડો હો—વાંસલડી
તુને આજ મળી છે ઠકરાતરે હો વાંસલડી
ચોરની સંગે શીખી ચોરવા હો વાંસલડી
વ્હાલે માખણુ ચોયું ને તેં તો મન રે હો વાંસલડી—મીઠો.

(૧૫૮૧)—માનવી પ્રપંચ—

મારું જોબન ઝોલાં ખાય ખીલ્યું નવરંગી
ડુલ્યુ નવરગી......ફાલ્યું નવરંગી
મારે અંગ અનંગ ઉછાળા રસીલો રંગી
ખીલો રંગી......હઠીલો રંગી

તાકી મારે તીર સોંસરા વાગે
આંખલડી મારો ઝબકીને જાગે—જોબન.

(૧૫૮૨)—માનવી પ્રપંચ—
મને કીધી અતી ઉપકારી બહુ દયા તમે દરશાવી
મને અધીક એ કીધું કાંઈ મારી ફરજ મેં બ્હેન બજાવી
જયમ નર વિણુ સરીતા સુકી
ત્યમ આપણે પતિ વિણુ દુઃખી
હું તો તમ સુખે હવે સુખી—મને
મને પીયુની ભકિત પ્યારી
ભજીએ કર માળા ઝાલી
હરી કરજો સહાય અમારી—મને

(૧૫૮૩)—મધુબંસરી—
મોરી સૈયાં નયકર ગિરધારી સ્યામ
ચલી ભરન નીર જમુનાકે ધામ મોરી
તુમ તો ભયે સોતનસંગ રહેતે
અબ તો સદન પ્યારી શ્યામ—મોરી

(૧૫૮૪)—મનહર મેના—
મોરી નાજુક કમર લચકાય અજી છોડો પ્રીયા મોરી બાંય
જીયા ગભરાય સૈયાં ન સોહાય..............હાં હાં
રાત બાલમ હમસે લડે હો નિઠુર નિર્લજ પીછું પઢે હો
જોબન લુંટી લીનો હાય કહા નાહી જાય સહા નાડી જાય-મોરી,

(૧૫૮૫)—રજની ચંદ્ર—
મેને મેરા બાલા જોબન દે દીયો યારકો (૨)
દે દીયો યારકો-મેરે દીલદારકો (૨) મેયે૦
ધીટ લંગરવારો-ગુમાની રસિયો
મારે તીરછી કટારી લાલ નયના શરાબી મજેદારનો—મેને
મે બનીતા બની રૂપ લતા લલિત લોલ સિગાર
મોહી રહી છબી યારકી દિલકે સુખ અંગાર
ચાલ ચલત જીય-હોત બોકલતીય-(૨)
કરકે રંગ-પે અનંગ-દીલ ઉમંગ-સુખ અંગ બેદરકારનો-મેને

(૧૫૮૬)—વીર વીજય—મિત્ર-ધર્મ—
મિત્ર વિના સુખ સંપતિ જગના લાગે અકારા ખારા (૨) મિત્ર
મિત્ર વિના જીવતર છે જનનું વૃથા આ જગમાં પ્યારા—મિત્ર
સુખને સમે મિત્રો થવા આવે ઘણા આ જગ વિષે (૨)

દુઃખને સમે જે ભાગ લે તે મિત્ર કો વિરલા હશે
તરછોડી ચાલ્યો શું મુજને પ્રિય મિત્ર મારા—મિત્ર
માતા તજી પિતા તજ્યા મેં મિત્ર તુજ એક કારન (૨)
છે મિત્ર ફરજ તારી મિત્ર મારા તાર ગ્રહી મુજ બાહ્યને
રાત દિવસ ભટકું તુજ માટે થાય હવે શું ન્યારા—મિત્ર

(૧૫૮૭)—મનુમણી—

મનહરણી આ મન હરી લીધું તેં આજ વ્હેલા આવજો હોરાજ
લટકે લોભાતાં લોપી લલના એ લાજ—વ્હેલા
ભામા ભાને ભુલાવ્યું ભુલો ભમું તુજ કાજ—વ્હેલા
રસીયા રસીક તમે છો રંગ ભીના મહારાજ—વ્હેલા
અનુરા ચીતડું ચોરી રમી રહિ ચિતમાંજ—વ્હેલા
જીવન ખમા ખમા છે ઘણુ જીવો શીરતાજ—વ્હેલા

(૧૫૮૮)—અદલ ઈન્સાફ—

મારૂ મન મોહ્યું સુધરેલ આ સંસારથી
આવા સંસારથી ફેશનની બહારથી—મારૂ મન
એજ્યુકેટેડ હું તો ઇન્ડીપેન્ડેન્ટ પુરી
હવે થઈ છું નીરાળી જુના જંગલા અવતારથી
અવતારથી વીચારથી—મારૂ મન
મારી જોબન ફૂલવાડી ખીલી છે રંગે ઢંગે
માણું પલેઝર હું રુડી સરવે સહીયોની સંગે
હવે થઈ છું નીરાળી જૂના જંગલી અવતારથી
અવતારથી વીચારથી મારૂ મન

(૧૫૮૯)—અળીરાજા—

મારી સજની તુ કયાં રમી આવી રજની સાચું બોલ બોલ બોલ
શાણી સઈયર તું શીદને આળ ચડાવે કેડો છોડ છોડ છોડ
હમણા માળા ગૂંથી હતી તે હમણાં કેમ કરમાણી
પરસેવો તને કયાં વળ્યો તારી ભમર કયાં ભીંજાણી—કેડો.
કાળો ભમરો શીર પર બેઠો ઉડાડતાં ગભરાણી
લાપોટે લટ છુટી ગઇ મારી ભમર ભીંજાણી—કેડો.
કસ્તુરી તારા અંગે મહેકે કુસુમ કળીના હારો
નયન રત્ના છે નાચી નવેલી મળીયો કોણુ ઠગારો—સાચુ.
ચંદ્ર સરોવર નહાવા ગઇતા વાટે મળ્યો એક માળી
છાબ ભરીને ગજરા આપ્યા હું તો તમથી હારી—કેડો.

**(૧૫૯૦)—વીર અભિમન્યુ—**

મોહે પીકી ડગરીયા દિખાદો સખી બાટ તકત મૈં તો હાર ગઈ.
અડે ભોર ગયે પરસોં રણમેં, દો રોજ ભય મોહે દર્શનમેં
નહીં નૈનમેં નીંદ નકલ મનમેં, ભઇ બૈઠ બિઠાયે બિરહન મૈં.
પર મોરે લગાકે ઊડાદો સખી—મોહે,
બિન નીરકે મીન જીયેગી નહી, બિન પીયકે તીય રહેગી નહીં.
જબલોં મુખ ચંદ્ર લીખેલી નહીં, તબલોં યેહ ચકોરી છેકેગી નહીં.
મોરે ચાંદ કોઇ ઉગાદો સખી—મોહે.

(૧૫૯૧)—વીર અભિમન્યુ—

મેરો દરદ ન જાને કોઇ મૈં તો પિયાકી દીવાની-મેરો
ઘાયલ કી ગતી ઘાયલ જાને દુજો ન જાને કોય.
સુલી ઉપર સેજ પિયાકી, કિસ બિધ મિલના હોય,

**(૧૫૯૨)—વસંત પ્રભા—**

મોહબત અજબ છે પાની; દીલબાગ બાગ બહેલાવે,
દુનિયા બને મસ્તાની, અજબ દિવાની કોઇ પ્રેમ જામ પીવરાવે-મો૦
પ્રેમ દિવાનાં માનવી, તેમાં શી નવાઇ !
ઇશ્વર પણ તરસ્યો ફરે, કોઇ મોહબત શરાબ પાય ?
મોહબત સરીખી ચીજ કોઇ બતલાવે—દીલ૦

**(૧૫૯૩)—ઉદયભાણુ—**

મન માયાના કરનારારે, જરી જોને તપાસી તારી કાયા,
પુછી જોને તું પંડીત પુરાણીરે, કોના અમર છે લેખ લખાણા.
કાચી છે કાયા, માટીની માયા, છે માટીના ખેલ બનાયા,
શાણા તો સમજી અલગ થયા, પણ બાળક બિચારા લપટાયા.
લાખોની પાંખો ગઇ છે પીંખાઇ, જેના મુછપર લીંબુ ઠરાયા.
કાળના કુહાડાથી કોણ બચ્યું છે, ભલે રંક ભલે હોય રાયા.
સંધ્યાના જેવા રંગ સોનેરી, વંધ્યાને લાડ લડાયા,
જોબન ને તન ધન, તેવાં સમજવાં, પાણીમાંના પડછાયા.

**(૧૫૯૪)—વિક્રમ ચરિત્ર—**

મને સહાય કરશે મોરારીરે, જ્યારે આવે ગોવરધનધારી,
અહલ્યા ઉગારી, મીરાંબાઇ તારી. ભીલડીના કરીશ નહિ ભારી-મને.
મંજારી બચ્ચાને બળતાં ઉગારી, મોક્ષ દીધો ગજેન્દ્રને તારી.
દ્રૌપદીના ચીર પુર્યાં, થાશે તે સહાયકારી—મને.

(૧૯૦૮)—મનુ-મણી—

પ્રીતિ પાશે પડેલીઓ એન જા જા રીસાય શું
મીઠી આશે જડેલી ઓ એન જા જા રીસાય શું
કોની લટકાળી ભાળી આંખો રૂપાળી ? આલી કોણ,
મળ્યો વનવાળી ? બહુ બોલના-નારે ના ના
છટ દૂર શી જરૂર વાહ-જા જા રે - પ્રીતિ

(૧૯૦૯)—રંગ તરંગ—

હર વક્ત તેરી સુરત અય જાન સામને હય;
હર લેહજા સામને હય હર આન સામને હય
દીલ ચાક ચાક કરકે મુજસે યે કેહ રહે હય;
એહ દીલ અગર તેરા હય પહેચાન સામને હય.
વાદા કીયાથા તુમને અચ્છી કસમ તો ખાઓ;
રખ્ખો તો હાથ દીલપર કુરઆન સામને હય.
મુજસે ન હોગા કોઇ દોજાન રખનેવાલા;
એક જાન મેરે તનમેં એક જાન સામને હય.

(૧૯૧૦)—ભીષ્મ પ્રતિજ્ઞા—

સુકાની મારો સંગીરે, આ ભવમાં
હે ભીડ ભંજન, અરિબળ ગંજન;
સંકટની સેના ચઢી જંગી—આ ભવમાં......
જાનકી જીવન, શિયળ નિભાવન;
કરશો ના મુજને આજ ભંગીરે—આ ભવમાં......
કમલ કળી કદી ઉગે નહિ નદી;
એ તો સરોવરની છે ઉમંગીરે—આ ભવમાં.....

(૧૯૧૧)—વીર હમ્મીર

અહો અલબેલી નહુ મદઘેલી ભલી તું ભામા ભોળી,
મુતારી ભલી-ભલી તું-(૨)
નયન કટારી ભ્રકુટી ભારી, કંઇ કંઇ કામણગારી;
હંસગતિ મદમાતી પીજે પીયુનું પ્રણયનું વારી—અહો.

(૧૯૧૨)—રંગ તરંગ—

રચી મજાની આજ બંદો બાહેર મટકે છે,
ડ્રાઇવર વિણ આ ગાડી જોઇએ ક્યાં જઇ અટકે છે.
ગાજસ રચી મૂકીને આડું ટહેડું કાપીને,
ગજબ કીધા છે માગીઝ ચાંપી છે...રચી.

**(૧૯૧૩)—ભીષ્મ પ્રતિજ્ઞા—**

લ્હેરીલાલને પંખો ઉડાવું હો રાજ—થઇ ગરમી.
આ પંખો લઇને સુથાર ઘેર ગયતી.
પંખાને દાંડી લગાવી હો રાજ—થઇ ગરમી.
આ પંખો લઇને દરજીન ઘેર ગયતી,
પંખાને ઝાલર સીવાડી હો રાજ—થઇ ગરમી.
પંખાને વાયરે તનમનની શાંતિ,
જાણે ચોપાટી પરની ઠંડી હવા—ગઇ ગરમી.

**(૧૯૧૪)—ખ્વાબે પરસ્તાન—**

અગર હમ બાગમાં હોતે તો ગુલશનકું લુટા દેતે;
પકડકર દસ્તમેં બુલબુલ ગુમોસે જા મીલા દેતે.
જો હોતે બાગ કે માલી, લુટાતે ફૂલ ડાલી;
ગુંથાકર હાર ફૂલોકા, વો દીલ બરકું પેના દેતે.
જો હોતે બાગ કે ભંવરે, કલી કે બીચ છુપ રહેતે;
મઝા ફિરતકી લેને કા, સુબો હોતે નીકલ જાતે.
હમારા દીલ પતંગ હોતા, ઉડાતે ગમકે દોરેસે;
ચઢાકર ઇશ્કકા માંજા, પતંગ ઉસકા કટા દેતે.

**(૧૯૧૫)—કુંદન કુસુમ—**

કુલડાના શોખી કોક કુલડાં લ્યો,
કુલડાં સુંઘીને લાલ મુલડાં દ્યો.
મન કરો મોગરો, ચિત્ત કરો ચંપો;
કાળ જાતો કેતડો, સાચવા લ્યોરે નવાબો:
ગજરૂ ગુલાબ કોઇ લ્યોરે નવાબો;
ચુંટી ચુંટીને સુધી દીલડાં દ્યો.

**(૧૯૧૬)—ગાયન—**

મોરી લગડી કરીતી પ્રીત,
કે પલમેં તોડ ગયોરે—કે પલમેં
સાકી બન કે જામ પીલાદે,
કરકે મસ્ત બેહોશ;
કે સુતડી છોડ ગયોરે—કે સુતડી.
ધોબન જાત કમીની કરકે,
ખીંચ કે દીલકી ડોર;
કે ડાચી મોડ ગયોરે—કે ડાચી,
દીલ દે દે બે દર્દી બલમા,
ઇશ્ક મચાયા શોર;
ડીબર વો ચોર ગયોરે—ડીબરવો.

(૧૯૧૭)—ભુજબળથી ભાગ્ય પરિક્ષા—
કયામત હયે ઉનકા ખબર દેખ લેના;
કરેંગે યુહી દીલમે ઘર દેખ લેના.
મુબારક તુમ્હે બાંધના તેગો ખંજર:
મગર પહલે અપની કમર દેખ લેના.
મનેલ લેંગે હમ દેખકર તેરી આંખે;

(૧૯૧૮)—ભુજબળથી પરિક્ષા—
પરદેશી સૈંયા નેહા લગાય દુ:ખ દે ગયો
અપનેકી ઓધિમાં કીગે ગયો
દુ:ખ દે ગયો. સુખ લે ગયો.—પરદેશી
સોતન મીરઆદ રાખો
જપરન લસચાવ રાખો;
કહેકે અમૃતરસ ચાખો.
કહેકો રસબસ અભિલાષો.
હમસેબતિયાં કરકે પતિયાં ના દીયો;
સુખ લે ગયો દુ:ખ દે ગયો—પરદેશી

(૧૯૧૯)—ભુજબળથીભાગ્ય પરિક્ષા—
જાદુ નયનોકા મનકો લુભાય ગયોરે
આગ બીહારકી તનમેં લગાય ગયોરે...જાદુ.....
ઉસ સીતમઘરકા પતા હાથ મેં થાઉં કયુંકર ?
ઓર પાઉં તો કહો હાલ સુનાઉં કયુંકર ?
સામને બી હો ખડા ગરતો બુલાવું કયુંકર ?
રૂઠ જાઇ તો સિતમ ઉસકો મનાઉં કયુંકર ?
રાહ ચલતે જીગરકા ચુરાય ગયોરે—જાદુ...
ચલાહય છોડકે બિસ્મીલમુજે કહાં કાતિલ;
તું સરસે પહેલી મોગી કાટલે જમાં કાતિલ;
જીનુંકા જોર હયે મેં બાર કિસ્સે કહું.
તુંહી સુને ન સુને હાલે જાર કિસ્સે કહું.
બાતબાતોં મેં મુજકો ફસાઈ ગયોર—જાદુ.....

(૧૯૨૦)—વામન અવતાર—
કોન કહેતા છકેલી રંગીલા મને જો તે કહેતા છકેલી.
હું તો જોબનમાં ઘેલી બનેલી—રંગીલા.
બાગ બગીચાની સ્હેલ બહુ સુંદર જાણું શું ઘરમાં ગોંધેલી
બદામી હલવોને ખારી જલેબી તાજી તાજી ખાઉં રહેલી—રંગીલા.
સાટીનની સાડીઓ કસબી ભરેલી કોર સમણેન કોઇએ દીઠેલી
પોલકાને ચોળીયોનો પાર નહિ મારે લટકેથી લુંટી લાવેલી—
નવસેરા હાર સાચા મોતીના સુંદર બંગડીઓ માણેક મઢેલી
લુનાબાને જુમનાં આ લાડવઇ ફેરતી વિદ્યા હું પાણી અગેલી—રંગીલા.

(૧૯૨૧)-વીર છત્રસાલ-

હાથનાં કીધાં હૈયે વાગ્યા વૃતિ હરામ ન રાખવી.
ઘરડી ઉમરે જુવાન બૈરી ઇચ્છા કદી નવ રાખવી.
આજ મળી હંસા પ્યારી...
... ... ... ... ... પ્યારા હરીલાલને.
વૈદ બની કંઇક ગોટા કીધા, પૈસા ખુબીથી મેં લીધા;
પ્રતિજ્ઞા એવી હવે લઉં કે થાપણુ કોઇને ન આપવી.
સુધરી ગયા સહુ નીતિ પીછાણી અનીતિ વાત ન માનવી.

(૧૯૨૨)—રા, નવઘણુ.

લુચ્ચા જમાઇ તેં મારી ઇજ્જતનાં આજે કરાવ્યા કાંકરા.
પુછ્યા વિના તું મારી આ બાયડી લઇને ચાલ્યો ક્યાં વાંદરા.
પિતાજી મારા પીયર લઇ જાય છે.
વંઢાના જેવું જીવન આ થાય છે.
કાલે સવારના જાશું બજારમાં બૈરી નવિન કોઇ લાવશું.
ત્યારે તો દીકરા હસી હસાવી નવીને પ્રીતે રમાડશું.
ચાલો પિતાજી સુખે છોડીને ઘર,
બુધ્ધિમાં એમનો ડબ્બો તો ગુલ છે.
બાયડી લઇ ભાગવું આ તમારી ભૂલ છે-લુચ્ચા.

(૧૯૨૩)—રા ' નવઘણુ.—

ઓ બંગાલી બુલબુલ મારા શા કાજે રીસાઓ,
ખંભાતી ખચ્ચર અહિંથી ઘરભેગા થઇ જાઓ,
મારા માનીતા ભોજાઇ, ચાલને બોલાવે તારા
બાપનો જમાઇ.
ગંધાતી વરિયાળી અંતરગઢ માંહે ગંધાઓ
જાઓ ખસો ભોળી ભામાને શા માટે સતાઓ.
—મારા...
ગૃહરાણી થઇ આ રાજાના મ્હેલોને શોભાવો.
છુટા છેડા આપી સીધા સોનાપુરમાં જાઓ.
નાની નણુદીના ભાઇ (૨)ચાલ.

(૧૯૨૪)—વીર છત્રસાલ.

રાજ સુંદર સુહાગી મળ્યા કાં તમે મુજને.
ઉર કમળમાળ ધારી ના વિસારશો મને-રાજ...

પિયુમમ કર્મવીર બની નિજદેશ હિત ઉરધરી.
પરિમલ પ્રેમનો ભરી અનુપમ કીર્તિને વરી.
પાળજો પિયુ હુલાસે
સ્નેહભીની રમણીના સુણાવો શ્યામ પ્રેમ ગુંજને—રાજ...

(૧૯૨૫)—વામન અવતાર—

ક્યાંય સરખી સમાણી જોડી ના મળે
સુનો લાગે સંસાર એળે જાયે અવતાર—ક્યાંય.
ખીલી જોબન કુમવારી પ્હેરી પચરંગી સાડી
કંચુકી કમાનવાળી મારી આંખલડી અણીયાળી
જોબન બહાર જાયરે—સુનો
ચંપાકળી સુંદર સરસ ભમરો શુગંધી ના લહે
કંટક છતાં ગુલાબ કળીપર ભ્રમરજી રાજી રહે
કસ્તુરી કાળા રંગની ઉત્તમ સુગંધી છે ભરી
હું છું રૂપાળી પદમણી તે મુર્ખને પાલે પડી સુનો

(૧૯૨૬)—દેવી ચૈથરાણી—

બીચરા દીન બની નરનાર ભારતમાં કંઇક ભૂખે મરતા,
તવંગર છેજ મહી અંજાય; ગરીબનું બેલી કોઇ નવ થાય,
હજારો અંગ ઉઘાડે વસ્ત્ર વિનાના વસ્તી મહીં ફરતા
અરેઓ ભારતના ધનવાન કરોને તનમન ધનનું દાન,
બચાવો દીન જનોને પડો ન પાછા પરમારથ કરતાં—

(૧૯૨૭)—રા ' નવઘણ—

આજે થઇ ગઇ સાદી થાતી મટી બરબાદી
સાચી રહી આબાદી ઇચ્છા પુરી કીધી આજ
ખુબ જોડી મળી વાહ બંનેની આશ ફળી
નાચો ગાવો આવો ધુમ મચાવો આપસમાં સહુ—

(૧૯૨૮)—વામનઅવતાર—

બંધુ વશ કીધો મારો જે સરલ હૃદય ગુણવાળો,
નણદી નવ દોષ અમારો છે કપટી વીર તમારો.
શયન ભુવનમાં હતી એકલી છેડ કરી છેડ કરી છુપાઈ રહ્યા,
અંક ભરી પાલવ મુજ મોહન મન ભરમાવી ગયા—નણદી,
ચંદ્રવદન મુખ શરદેન્દુ સમ પ્રકૃતી કામણગારી;
કામણ કરી લલચાવ્યો ભમરો લલિત કળા છે તારી—બંધુ
મનમોહનને બોલાવી સાન કરી હું ભોળી ભુલખાઇ ગઇ;

સ્મરતણાં સરથી ઉર ભેદ્યું પરવશ થઇ લોભાઇ રહી—નણદી.
ખીલેલી જોબનવાડી તુજ મોહ રતી રંગ ન્યારો.
મુરલી નાખી તે ભરમાવ્યો ભાન ભુલ્યો વીર મારો—બંધું.

(૧૯૨૯)—સતી સુલોચના—
અરે મન વૃથા વિચારો કરે હોયજે ધાર્યું વિશ્વભરે
આપ ચીંત્યું અધરથી ટળે અચિંત્યુ આગળ આવી મળે.
રામચંદ્ર માહારાજ અવધ રાજ્યસિન પર પગ ધરે
હરિ ઇચ્છાએ નરહરી સરખા તજી રાજ્ય વન ફરે—હોય
સીતા સરખી સુભાગ્ય લક્ષ્મી મૃગમાયામા પડે
કનક કુરંગે ચર્મને વશ થઇ રાવણ કાંધે ચઢે—હોય.
જેનાથી નરનાગ સુર યમરાજ સરીખા ડરે
એવો લંક અધીશ શીષ દશ એક શીષથી—હોય.

(૧૯૩૦)—રતીસુંદરી—
ખીલી જોબનની કળી કરમાઇ જાય છે.પિય ભમરા વિનાની
ઘેલી ઘેલી થાય છે.
ઝુલે જુવાનીમાં ડોલતી ડાળીએ રસિયા વિનાની મુઝાઇ જાય છે;
પ્રેમીના પંથનો જે ગ્રંથ ગુંથેલો રસીલો નહિ ભેદુ વિના પરખાય
પ્રીતિ પુષ્પ વેલો
જોડી વિના જુવાનીનો જુવોને રંગઝરો, મરે છે પ્રેમલિલા પ્રિત
ફુવામાં અધુરો જઇ ભેદું રસીયાને રમણી હું દીસે એમ થાય છે—

(૧૯૩૧)—સતી સુલોચના—
ઓય મરી મા માડી મુક પોક લગ્ગુ તું તાણી
હાય બચાના
રંડાથી આડો આંક છે.
મેરાનું નામ દેતી ખાવાને બેઠી
રંડા ચંપા ગેહી અબ તેરા કામ હય.
ધારીને મગના ઝાળી રાખોડી શેર ચોળી
દુનીયા ઠગવી એ જોગટાનું કામ છે.
ચંપાનું ચેટક વળગ્યું બુઢ્ઢાનું જીવન સળગ્યું
શોનાપુર બીજવાનેકા એ સોંગહય,

(૧૯૩૨)—નિર્મળગંગા—
વાહ ખરાળી કલી રસાલી ગોરવદન પર
ભોગી ભમર તુજ યોવન લુંટવા આવશે.
આ મહેલી યોવનવેલી રાજ રસિકવર,

પરમલ સુખકર ચીતડું તુજ શોભાવશે.
જાઓ મને ના સતાવો બળતુ જીગર ના દુભાવો (૨)
વાહ ? વાહ ?
શાંત હૃદય કર બાળ ધીરજ ધર રસીઓ પ્રિયકર.
રજની રસ ભર રંગે તુજને રમાડશે—વાહ

## (૧૯૩૩)—રમણ સુંદરી—

જુવો અજબ જગત રંગે ઢોંગીલું જણાય. (૨)
સંત બીચારો ભૂખે મરે છે,
લુચ્ચો ઠગારો મોજ કરે છે.
હણે બકરી ને નહિ વાઘને મરાય—જુવો......
નાના મોટા કોઇ ન રહેવાના,
ટાણું થયું કે ચાલ્યા જવાના.
ઉગે રવિ તો પ્રભાત સાંઝે અસ્ત થાય.—જુવો......

## (૧૯૩૪)—સતી સુલોચના—

પીયુની ખબર કોઇ લાવોરે સખીરી
મોહન વર મળવા સારૂં તલસી રહ્યું મન મારૂં,
સ્વામીને સંદેશ કોઇ કહાવોરે............સખીરી.
ચંદ્ર વિણ નિશા અંધારૂં વિયોગે જીવન સારૂં,
દર્શન પિયુના કોઇ કરાવોરે............સખીરી.
વિકસે કમલિનિ પ્રાતઃ ભ્રમર રસિક આશે,
નાવે અલિરાજ કળી કરમાશે...........સખીરી.

## (૧૯૩૫)—રમણ સુંદરી—

હું ઘોડે અસ્વાર રે હું અસ્વાર હું તો હું ઘોડે અસ્વાર.
ચટચટ હાંકું ઝટઝટ હાંકું મારૂં ચાબખ ચાર
—હું તો હું...

ઉં હું હું હું આમ કાં !
લે પ્યારના ચાબખા.
ચાર ત્યારે ચાર વેગે દરશન દે દીલદાર,
તારા આ શકનું મન હાલ
મારી નાજુકડી તું નાર
—હું તો હું...

કામી કપટી પરમાં લપટી, ખાંતે થાતા ખુવાર
આ તો વાગે છે.

બાઇ ડાઢી તારી માગે છે ! મેતાજી ને લાડવો,
તું કાળાં કૃત્ય કરનાર, ગાસ ચણ્યા ખાને ખુબ ઘોડા,
માથે જુદી ચાર
આવો પ્યાર
ચુપ ગમાર
—હું તો છું...

(૧૯૩૬)—નિર્મળા-ગંગા—

દીકરા બ્યુગલ બાદરમાં બી આશક ખટપટ કરતા;
મરદો મરદોપર મરતા અહા...હા...હા...હા...
ન્યાત કે કજાતનો કો ભેદના ગણે
વાગે બીંગલોને ગીત ગામના ભણે
સાત કે હો સાઠ વર્ષ તો ઉંટે ચડે,
કંથ કામીની સહાગે લાકડે વડે.—દીકરા...

(૧૯૩૭)—શ્રી જયમતિ.

હું ચાલું લચકતી ચાલરે-હું ગજ ગામની (૩)
સોહે બાહુ ભાલ વિશાળરે- હંસગમની (૩)
નયન તણે નખરે નચવું છું નાથને
નાની શું પરખે પ્રેમીના પાદને
હું તો બધું એ પરખું છું
પેખી પ્રિયતમ પ્યાર તું ગઇ ખુબચળી (૩)

(૧૯૩૮)—રૂક્મિણી હરણ—

બન્યા તમે પકકા ઉલ્લુના સરદાર,
તારે ખાતર બધું થાવા તૈયાર—બન્યા.
તારી પાછળ થયો છું ટટ્ટુ,
બનો મારા સવારીના ટટ્ટુ.
ભલે બેસો મારા માન ખટ્ટુ,
તું કર્મનો પ્રારબ્ધ તાબેદાર—બન્યા.

(૧૯૩૯)—ગઝલ—

પ્રભુ પ્યારા નમન કરીએ, દયા દષ્ટિ કરો હરનિષ
ઉગારો તારો કે મારો, મદદ નિશ્ચે છે તારી એક.
હજારો મોજ મારે છે, હજારો પાપમાં રે' છે;
અમિ વૃષ્ટિ કરો પ્યારા, પ્રભુ અવિનાશી તું છે એક.
મદદ 'મુલ્લાં' ને આપો કે, રચે સંવાદ વિશુરામા;
અમે તો દીન બાલુડાં, દયા ભંડાર તું છે એક.

(૧૯૪૦)—ગઝલ—

વિશુ ભારત અમારી માત, નવા જગને બતાવી દયો;
હવે સ્વાતંત્ર્ય અર્પીને, નવિન સ્વરૂપ લાવી દયો.
અમારા પૂર્વજો પ્યારા હરિશ્ચંદ્ર કૃષ્ણના જેવા;
અચળ કીર્તિ લઇ સ્વર્ગે, ગયા તે ધ્યાન ધરાવી દયો.
અમારો રેંટીઓ પ્યારો,
આ પ્હેરે ખાદીનાં વસ્ત્રો, બુદ્ધિ એવી બતાવી દયો.

(૧૯૪૧)—ગઝલ—

સુધારાની મઝા, બીરાદર બ્યુટીફુલ બાળા;
લઈ ડાકન વિષે ફરવા, જવું એ પ્યારી ફેસન છે,
મહાભારત જે રામાયણ, કિતાબો દીની ધર્મોની,
મૂકી મેટ્રિક અને બી, એ, થવું એ પ્યારી ફેશન છે,
સીતાર, તબલાને ફોનોગ્રાફ હારમોનિયમને ગ્રામોફોન;
વગાડી ચોપાટી ગાર્ડન જવું એ પ્યારી ફેશન છે,
સીનેમા, સરકસો, નાટક ચીરૂટ ટી પાન કપુરવો
બ્લાકહેન્ડ ચશ્મા પ્હેરી નમને, થવું એ પ્યારી ફેશન છે,
ઓટોદીલ બ્હાર હીરામોતી હીરામાણેક લગાવીને;
વાઇફની સાથ કરે ઝઘડો, જવું એ પ્યારી ફેશન છે.

(૧૯૪૨)—

અમન ચમન ગમન કરો,
મળી સહુ સાથે...(૨)
કિસનલાલ—આવી રમા પાકશે,
હિંદ સ્વતંત્ર થશે;
સુંદરલાલ—પૂનર્લગ્ન છૂટશે,
ચંચળ—બાળલગ્ન ખુટશે,
ત્રણે—હિંદનો ઉદ્ધાર કરો,
વિશુરાખી માથે ...૨

(૧૯૪૩)—ગઝલ—

અરે! ઓ ચાહના શોખીન, પિવાના પેર પીઓ છો;
કરો તોલ ગુણ અવગુણનું વિનંતી એજ મારી છે.
ટરો હાતણ નહિ, પુરૂ, મૂખે ટપલીઓ મારીને;
અડાવો ચાહના પ્યાલા, તમોને શું એ પ્યારી છે.
જરા સમજો જરા સમજો, ઉકલતાં લેખ કો થશયાપ;

અનાર્ય થાઓ છો ઇસ્કી, પીડા મન પર એ ભારી છે.
સ્ટીમરમાં ચઢી આવી, સલુણી ચાહ બની યારો;
બનાવ્યા આશક્ષ તમને, વ્યભિચારી એ નારી છે.
કરે છે ખુનનું પાણી, હરે નૂર સાવકા માતા;
એ ચાહ તમને જે છે પ્યારી, તમારો જીવ હરનારી.
વળી બીડી કાળજું વીંધી, કરે છે કાર્ય શત્રુનું;
કરી ક્ષયરસ અને ખાંસી, હજારો મારે રીબાવી.
કરે છે વીર્ય ક્ષિણ એ તો, કુટુંબ પરિવાર પણ તેવો;
બીડી છે શોભતી પણ યાર, આખર પ્રાણ લેનારી.
બીડી ને ચાહના પુંજારી, કરે વ્યસન નહિ છૂટે;
કરો મન થાયે તેવું છે, કરો કા જાનની ખવારી.

(૧૯૪૪)—ગઝલ—

કુસંપેરે કરી ને હાય! હિંદની સ્વાધીની આવી,
ન ભેદુના કુસંપે હાય! હિંદની સ્વાધીની આથા.
કહાં ગીજની કહાં દીલ્હી, કહાં ઘોરી ક્યાં પૃથ્વીરાજ;
જયચંદના કુસંપે હાય! હાયે! સ્વાધીની આવી.
કહાં અંગ્રેજ બંગાળ, કહાં ક્લાઇવ કહાં શીરાજ;
મી. જાફરના કુસંપે હાય! હાયે! સ્વાધીની આવી.

(૧૯૪૫)—ગઝલ—

ઉસ સુરતકો દેખતેહી, દીખ તેહી, દીલ દીવાના હો ગયા;
મેનકા શરમાહી જાવે, ઉસસે આંશક હો રહા.
મોહિની હયે આંખ ઉસકી, હોઠપે સુરખી હયે ક્યાં!
જાણે લે લું મયે ચુમીઅબ, દીલ દીવાના હો ગયા.
સૂર કોયલસા સુનાજબ, મુઝકો મનમેં ભા રહા;
અબ નહિ હયે હોસાલા બસ દીલ દીવાના હો ગયા,
ગાલ ઉસકે હયે ગુલાબી, કમર પતલી ક્યા છટા!
દેખ ઉસ મોહની સુરત, મયે દીવાના હો ગયા.

(૧૯૪૬)—ગઝલ

પ્રભુ મારો હનો તેવો ફરી ભારત બનાવી દયો;
ફરી ભારત બનાવી દયો, નવિન સ્વરૂપ લાવી દયો.
અમારા કૃષ્ણને અકબર, શિવાજી ભિષ્મને ગૌતમ;
સતી તારામતી જેવાં, અમારાં રત્ન લાવી દયો.
આહુતિ પ્રાણની આપે, સ્વદેશ માટે બની શીરો;

અભય થઇ સંચરે જગમાં, મતિ એવી બતાવી દયો.
અમારા વીર ભક્તોના, પુર્નજન્મો પ્રભુ આપો;
ભયંકર શર્વરી બાળે, હવે મધ્યા હકરાવી દયો;

(૧૯૪૭)—ગઝલ—

થવાનું ના થવાનું કે, નજુમી કોણ એવો છે ?
ન જાણ્યું ગોપીના નાથે, સવારે શું થવાનું છે.
પૂણ્ય શ્લોક બની રાજા, નળે રે ! સર્વ ગુમાવ્યું;
જણાયું તે ન પાંડવથી, સવારે શું થવાનું છે..
થઇ શલ્યા તણી અહલ્યા, કહો તે વાત છાની છે ?
ન જાણ્યા ધર્મ જેવા એ, સવારે શું થવાનું છે.
પહાડ કૈલાસ ઉખાડીને, ન જાણે શું થશે રાવણ,
જણાયું તે ન ભીષ્મથી, સવારે શું થવાનું છે.
હજારો મોજ મારે છે, હજારો પાપમાં રે' છે;
હજારો શોચમાં છે કે. અમારૂં શું થવાનું છે.

(૧૯૪૮)—ગરબી—

મારારે સ્વામી બોલોની વાહાલા; મારારે સ્વામી બોલોની વાહાલા
ઘેલીરે થઇને ગોકુલમાં ભમતી બીજારે કોઇની વાતો નથી ગમતી

(૧૯૪૯)—પ્રેમ પ્રભુની મંગળ પ્રાથના—

પ્રેમમૂર્તિ! પ્રાણપ્રભો ! પ્રાણપ્રભો પૂજારી !
હૃદયહરણ ! હૃદયનાથ ! છો હૃદય વીહારી ! હૃદય.
આવો ! વ્રજરાજ ! આજ, ઉરનિકુંજ સાજે,
પ્રણયમંશી ગાજે, નામ આપનું પોકારી ! હૃદય.
નીલાંબર જ્યોતિ જડિત, નિજચરણ પ્રસારી;
વ્યાપી રહ્યા વિશ્વનાથ ! વિશ્વદેહ ધારી ! હૃદય.
સૂર્ય મંડળોની રાસ, રસ ભરી જગાવી;
અનંત-લોક સભય ફરે, નિયમિત ગતિ ધારી ! હૃદય.
પ્રસન્ન મુખ છબિ પ્રકાશી, હૃદયકુંજ માહી
પ્રેમ પરિપૂર્ણ, મધુર ભાવના પ્રસારી ! હૃદય.
પ્રેમામૃત સતત વહે, પ્રેમી હૃદય માંહી;
વસંત અનુરક્ત બને, મસ્ત અભયધારી ! હૃદય.

(૧૯૫૦)—ચોપાઇ ત્રીતાળ—

લેલી પોકારૂં મેં બનમેં
મેરી લેલી બસી મેરે મનમે

(૧૯૫૧)—શ્રી ગુરૂ શરણુ મહિમાં—

હું તો પામ્યો અવિચળ ધામ, ત્યારે બીજાથી શું કામ ?
મળ્યા ગુરૂ આજ—અવિનાશી રામ, ગ્રહું શીદ હવે અવરનું નામ ?
સ્વરૂપ પામ્યો, વ્યાધિ વિરામ્યો, જામ્યો ઉર આરામ;
વિષય, સૃષ્ટિ, સુખ તુચ્છ જણાયાં, મન ઉપજ્યો ઉપરામ—હું તો.
જાણ્યું જોયું સઘળું ખોયું, ખોળ્યાં શ્રી-સુખ-ધામ;
અનંત સુખ સચ્ચિદ્દન, એકજ ગુરૂ અભિરામ—હું તો.
મોક્ષ મંદિરે મ્હાલું નિશદિન, આજ પૂર્ણ થઇ હામા
વમન કર્યું મેં વિષ વિષયોનું, વિશ્વ હવેથી હરામ—હું તો.
કોણ થકાવે પાય ફરીને, પુરી તીર્થ કે રામ !
બાંધ્યું અહી શ્રી સદગુરૂ નાથે, વસંત આત્મારામ—હું તો.

(૧૯૫૨)—કાહારવો—(ગન)—

છોડી બામન કી
અંગીઆકું અતર લગાકે ચલી
હાથમે પીંજરા ગુલાબકી છડી
બીંડી બજારમે ધુમતી ફીરી

(૧૯૫૩)—શ્રી શંકરાવતાર મહિમા—

જગત્ આ હર્ષમાં રાજે, થયો અવતાર શંકરનો !
ગગન આનંદમાં ગાજે, થયો અવતાર શંકરનો !
બન્યું બ્રહ્માંડ મતવાલું, ઉછાળે જ્ઞાનનું પ્યાલું !
સ્વરૂપાનંદમાં મ્હાલું, થયો અવતાર શંકરનો.
નગારાં ધર્મના ગાજે, સકળ જન શાન્તિમાં સાજે,
વીણાંઓ વેદની વાજે, થયો અવતાર શંકરનો.
સુકૃતને પાળવા માટે, દુરિતને બાળવા માટે;
પ્રલયને ટાળવા માટે, થયો અવતાર શંકરનો.
વિષયની વાસના કાપી, હૃદયને આસના આપી;
જગતની મૂઢતા માપી. થયો અવતાર શંકરનો.
ચ્હડાવી વજ્ર લંગોટી, કસોટી દાખવી મોટી;
લગાવી બ્રહ્મસું ટોટી, થયો અવતાર શંકરનો.
ઉઠ્યા શ્રી આદિ શિવ ભોળા ! ઉડાવ્યા તેજના ગોળા !
ચ્હડાવ્યા પાપના ચોળા, થયો અવતાર શંકરનો.
વહે છે બ્રહ્મનાદો જ્યાં, શમે છે સૌ વિવાદો જ્યાં;
છુટે છે બહુ પ્રમાદો જ્યાં થયો અવતાર શંકરનો.

ગજાવ્યું જોરથી બ્રહ્માંડ, તોડયું વિશ્વનું કોભાંડ;
ફોડયું ઢાંડ-માયા ફાંડ, આ અવતાર શંકરનો.
ગયા કાશી અને ઝાંસી, બન્યાં સૌ બ્રહ્મપુર વાસી;
નિવારી મોહ ફાંસી ! થયો અવતાર શંકરનો,
સમાધિ ઐક્યની સાધી, શમાવિ સંપત્તિ લાધી;
નિઃસરણી મોક્ષની બાંધી, થયો અવતાર શંકરનો.
ડૂબાવ્યાં નામ રૂપોને, વિષયના વિષકૂપોને;
નમાવ્યા શ્રેષ્ઠ ભૂપોને, થયો અવતાર શંકરનો.
અસ્તિ, ભાતિ અને પ્રિયતા, ત્રિપુટીની બની ધ્યેયતા;
સ્વયં જ્યોતિ સ્ફુરી સત્તા, થયો અવતાર શંકરનો. !
અહં બ્રહ્માસ્મિ તત્વમસિની, ઉરમાં સિદ્ધિયો વિકસી;
સ્વરૂપાનુભૂતિ વિલસી, થતાં અવતાર શંકરનો.
નિરવચ્છિન્નાય, મોક્ષપ્રદાય, નમો દેવાય અદ્વૈતાય;
સુરાધિપાય નિત્યાયય, શિવં ભવતુ શ્રી શંકર નઃ

(૧૯૫૪)—ગજલ—

નાગનકે અંગે નાગ ઉસે પ્યાર ન કરના
અગર પ્યારકો કરનાતો હુશિયારીસે રહેના

(૧૯૫૫)—શ્રી ગુરૂદેવને ચરણે—

ગુરૂ ! છે દેવ-મહાદેવા ! શરણુ નૌકા ઉતારી છે;
ગુરૂની શ્રી ચરણ સેવા, અમે સ્નેહે સ્વીકારી છે.
અલખને લક્ષ્યમાં લેવા, સદાયે મન રહેવા;
ચરણ રજ મોક્ષના મેવા, ગ્રહીને વૃત્તિ ઠારી છે.
ગુરૂ ! છે પ્રેમરસ મૂર્તિ, જીવન સંચારિણી સ્ફૂર્તિ;
અજબ આનંદ મૂર્તિ. હૃદય દેહે ઉતારી છે.
ગુરૂ બ્રહ્મા અને વિષ્ણુ. શ્રી ગુરૂ સાક્ષાત્ શંકર છે;
પ્રભુ શ્રી કૃષ્ણને રામે, ગુરૂમાં સિદ્ધિ ધારી છે.
પ્રભુ છે શ્રીગુરૂ પોતે, જગાવે જાગતી જ્યોતે;
અમર પદ બ્હાર શું ગોતે ? ગુરૂપદ જ્ઞાનઝારી છે.
ચરાચર વિશ્વમાં વ્યાપી, ગુરૂજી પાપ -દુઃખ કાપી;
અચલ શાન્તિ ઉરે સ્થાપી, બીજે તે કયાં થનારી છે?
ગુરૂજી ! જાઉં બલિહારી, જીવન સર્વસ્વ દઉં વારી;
ઉતારૂં આરતિ પ્યારી, ગુરૂમૂર્તિ પધારી છે.
છવાઇ પ્રૌઢતા મહિમાં, ગવાયો વેદમાં મહિમા;
શ્રીગુરૂ કીર્તિ શાસ્ત્રોમાં, ઋષિઓએ ઉચ્ચારી છે,

શલાકા જ્ઞાનની આંજી, દિધું અજ્ઞાનને ગાંજી;
સુધારી રંકની બાજી, ગુરૂ લજ્જા વધારી છે.
કૃપાધારી નયન ઝરતી, મુખે શ્રીશારદા સરતી;
વિભૂતિ વિશ્વની કરતી, દ્રતિ એ દિવ્ય ન્યારી છે
અકળ વેદાન્ત સિદ્ધાંતો, ઉકેલી દાખવ્યા લાખો;
પરમ સંતોષ ઉર થાતો, કથા શી શાન્તિકા છે!
પરમ સુખરૂપ બ્રહ્મરસ, રસ્યો આનંદ નસ નસમાં;
શ્રીગુરૂ સાક્ષાત પ્રભુમૂર્તિ, અમોને પ્રાણ પ્યારી છે.
રહિત છે ભેદ બુદ્ધિથી. ગ્રથિત એ આત્મ શુદ્ધિથી;
શિખાવે તત્વની સ્મૃત એ, ગિરા વેદાન્તધારિ છે.
હૃદયમાં સિદ્ધિયો સ્થાપી, ગગન રૂપે રહ્યા વ્યાપી;
શકે કોણ શક્તિને માપી, બિચારી બુદ્ધિ હારી છે.
વિમલ છો નિત્ય શાશ્વત છો, અચલ-અદ્વૈત-વિપુલ છો;
પ્રબલ અપરૂપ ઉજ્વલ છો, ગુરૂજી! સૃષ્ટિ તારી છે.
જગતના સાક્ષી ચેતન છો, હૃદય શાન્તિ નિકેતન છો;
શરણના પ્રાણ-જીવન છો અકળલીલા તમારી છે.
અતીત છો- દેહ ત્રણ ગુણથી. અભિન્ન બ્રહ્મ નિર્ગુણથી;
બચાવ્યો દીનને ઋણથી. કૃપા જગ તારનારી છે.
અનન્ય હું આપને શરણે, સદ્ગુરૂ નાથને ચરણે;
પરમ શાન્તિ કિનારે આ, જીવન નૌકા ઉતારી છે.
વહન વૃત્તિનું વારીને, નિરંતર ધ્યાન ધારીને;
મમત માયા વિસારીને, શ્રીગુરૂસેવા સ્વીકારી છે.

(૧૯૫૬)---રખાતો ---

શી સોભીતી દીસે રેહેના;
હરે તાપ તન મન કેરાં
અહીં ફૂલ બાગ નદી નાળાં
આવે લહેર મંદ નેનોમાં
સુગંધી લહેર ધીમી આવી
કરે નાશીકાને ચકચુરા

(૧૯૫૭)—છ્શઃ સ્તવન્—

હર. (નાથ કૈસે ગજકો બંધ છુડાયો-એ
પ્રભુ! તમે જીવનપ્રાણ હમારો,
ઉર ભક્તિનાં કિરણો ઉતારો! પ્રભુ!
મોહ મમતનાં આ માયા મોજામાં, ડૂબી રહ્યો હું બિચારો!

કરૂણાસિંધુ હરિ! કરૂણા કરીને, દાસને પાર ઉતારો! પ્રભુ!
અજ્ઞાનના અંધાર વિષે વિભુના ભૂલ્યો હું નિશ્ચય મારો!
જ્ઞાનનો દીપ પ્રકાશી અંતરમાં, પામર-કિંકર તારો! પ્રભુ!
સંસાર સુખમાં હુ લુબ્ધ બનીને, ઉપકાર ભૂલ્યો તમારો!
દયાસિંધુ પ્રભુ! મ્હેર કરીને, બાળની માફી સ્વીકારો!
કામ ક્રોધ ને મદ મોહ મત્સર, લોભ શત્રુઓએ ઘેર્યો!
એ ષડ રિપુનો નાશ કરીને, છોડાવો આ ભવ ફેરો! પ્રભુ!
કામી, કુકર્મી, અજામિલ તાર્યો, બાળીને પાપનો ભારો!
વાલ્મિક, સુર ને તુલસી ઉગાર્યા, શઠ ગ્રહી ગજ તાર્યો! પ્રભુ!
માયા ઠગારીની જાળે ફસાઈને, જન્મ ગુમાવ્યો મેં મારો!
અધમોદ્ધારણ! ભવજલ તારણ! યમ કિંકરથી ઉતારો! પ્રભુ!
નાથના નાથ! અનાથના સ્વામિ! શરણાંગત પ્રણ પાળો!
કૃપા કરીને આ રંક વસંતના, પાપના પુંજ પ્રજાળો!

(૧૯૫૮)—(પોલક)—

ચંદ્રમુખીને એકલી છોડીને હું આવયો અહીં
અહીં હેજી છોડીને હું આવ્યો અહીં
મારી અવસ્થા શી થઇ,
છોડી જતાં તુને પ્રીયા,
નિરજીવ થઇ પડું હુ અહી,
એથી ભલું મરવું હીંઆં,

(૧૯૫૯)—વસંતાગમ!—

આ મુકુટ મંજરીના, નવમલ્લિકાની માલા!
તરૂણી નયનવિશાલા, આવી વસંતબાલા!
વિકસીત વિલાસવેલી, સુરબાલિકા સુરૂપી;
દિલદાર દિવ્યદેશી! આવી વસંતબાલા?
મધુમાલતી મધુરી, રસ રોમ રોમ પૂરી;
સજી સ્નેહસાજ શરી, આવી વસંતબાલા!
શશિ તારકા રમે છે, શીતળ શિશિર સમે છે;
ઉર ભાવથી નમે છે, આવી વસંતબાલા!
નિરભ્ર ગગનદ્વારે, ધીમે પદે પધારે;
સુખ-સાજને સુધારે, આવી વસંતબાલા!
કોકિલ કુજન સુણાવે, અલિ ગુંજનો ગજાવે;
પ્રભુભક્તિ ભજન ભાવે, આવી વસંતબાલા!
બની સૃષ્ટિ સુરસલીના, સત્કાર સ્નેહભીના—

ફરતી ઉભી નવીના ; આવી વસંતબાલા !
આનંદ અમિત આપી, ઉર ખેદ સકળ કાપી;
કેકા કરી કલાપી ! આવી વસંતબાલા !
આનંદ નાચ જોતાં, કંઠ મયુર મયુરીઓનાં;
લ્હાણુંએ સ્નેહભીનાં, આવી વસંતબાલા
ઉભી દ્વાર દેવીરૂપે, ન્હાતી પરાગધૂપે;
ઉર મર્મને જગાડે ! આવી વસંતબાલા !

(૧૯૬૦)—ઠુમરી (પરજ)—
મોરી અખીંઆં ફરકન લાગી.
ક્યાં ગયો યાર કીધર ગઇ શખીંઆરે,

(૧૯૬૧)—વસંન્ત કોકિલાને—
પધારો પ્રેમને પગલે. હૃદયનો હાર કોયલડી !
(પધારો હર્ષ મૃદુ ડગલે, જીવન આધાર કોયલડી !
વસંતાનિલ વહે મીઠો, મધુવનમાં મૃદુ મધુરો;
મધુકર આવતાં દીઠો ! મીઠાં ટહુકાર કોયલડી !
પુનિત પ્રભુતા સુધા ઝરત., સુગુને અમરપદ વરતા;
જગતમાં દિવ્યતા ભરતા, સ્ફુરો સંચાર કોયલડી !
અલૌકિક ગાન મદમાતું, જગત પાવન કરી દેતુ;
વહેતું સ્વર્ગ સંચરતું, હૃદય નિરધાર કોયલડી !
મજાવી જ્ઞાન કુંજનને, જગાવી કર્મ કુંજનને;
ખિલાવી આત્મ ઉપવનને, જીવન સંચાર કોયલડી !
દીપાવો પર્ણકુટી પગલે, ચરણ તુજ ધોઉં ઢૂખલડે !
નાજુકડાં પ્રેમ પાવલડે, પુનિત કર દ્વાર કોયલડી !
ગજાવી તાન પંચમનાં, ઝુલાવી ભાન મમતાનાં;
વિષયવિષ શોષી તન મનનાં, પ્રણય વિસ્તાર કોયલડી !
ઝીલી ગુંજન મધુકરનાં, રેલાવી કૂજન નટવરનાં;
ભજન કરી ભાવે ભુધરનાં, સુધા વરસાવ કોયલડી !
તરે તું પ્રેમ પાણીમાં, મહોત્સવની ઉજાણીમાં;
ઝરે રસ ત્હારી વાણીમાં, સુધાની ધાર કોયલડી !
લીધો ત્હેં કંઠ કિન્નરનો, પીધો રસ કાન બંસરીનો;
લીધો ટહુકાર શંકરનો, કીધો ઉપકાર કોયલડી !
અજબરસ આજ મ્હેં ચાખ્યો, હૃદયસહ ભાવ અહિં દાખ્યો;
પ્રણય મહામંત્ર મુખ ભાખ્યો, ધરી સીતાર કોયલડી !
હજારો વર્ષ તું જીવજે, ગજવજે લોકરસ રહેજે;
વસન્તે સંત કૃપા કરજે, હૃદય શૃંગાર કોયલડી !

(૧૯૬૨)—(ઠુમરી)—

ગનવા મોરા કરસે શરક ગયોરે,
રાજ દુલારીરે, શને પીયા પીયારીરે.
જાને નહીં દરંગી જોબનરશલઉગી
કંગનવા મોરા કરશે શરક ગયોરેફરીથી

(૧૯૬૩)—આશાભર્યું પ્રભાત—

થાળ ભરી સેવાનો ચરણે લાવીઓ,
પ્રભુનાં બાળો !
ભાવ ભરી અંતરમાં શરણે આવીએ.
તમ દ્વાર સમીપ હું આવું છું,
મ્હારા ગુરૂના મંત્ર સુણાવું છું;
ઊભો હું અલખ જગાવું છું,
ઓ વ્હાલાંઓ !

ધરી જન્મ ધરી સાર્થક કીધું,
નહી અંતરધન લીધું દીધું;
કરી નિશ્ચય આજે વ્રત લીધું,
ઓ વ્હાલાંઓ !
સુકૃત કરશે પ્રક દીનબંધુ.
ખિલશે ઉજ્વળ ગગને ઇંદુ;
બાંધવડાં તર ભવસિંધુ.
ઓ વ્હાલાંઓ !

છે સાક્ષી સૂર્ય શશી તારા
ખિલશે ફુલડાં મધુરાં પ્યારા;
પ્રભુ બીરદ નહિ વિસરે મારા.
ઓ વ્હાલાંઓ !
છે ભિક્ષા એકજ પ્રેમ તણી,
નિરખો નજરે મધુરી નમણી;
ઉર ભરશે: મારો નાથ ધણી !
ઓ વ્હાલો !

(૧૯૬૪)—કેરબો (ધનાશ્રી)—

પ્રભુરીઝો સ્હાયથજો જગરાય
કદીકુદી બાલકો ફળસેવાધાય,
આવેનહીં હાપન ખવાય, પ્રભુરીઝો....

(૧૯૬૫)—આત્માનો અનેરો યોગ—

રંગે રંગમાં ભરીને રાગ, ઝિલું છું તાન પ્યારાનું;
જગાવી અંતરે વૈરાગ, ધરૂં છું ધ્યાન પ્યારાનું.
નજર જ્યાં જ્યાં ફરે મ્હારી, છબી ત્યાં ત્યાં તેર ત્હારી;
બધું આકાશનું ચક્કર, બન્યું ચોગાન પ્યારાનું.
રઝળતો જંગલે જંગલ, જમાવી દઈ દિલ દંગલ;
મુબારક નામ મંગળ એ, જપું પ્રાણ પ્યારાનું.
મધુર કંઇ પક્ષીઓનાં ગીત, મીઠાં સુંદર ખરે સંગીત;
પશુ પ્રાણી પદાર્થે પ્રીત, છે ઉદ્યાન પ્યારાનું.
સમીરની લ્હેરમાં નાચે, રવિના તેજમાં રાચે;
હૃદયની ચક્ષુઓ માંહીં, ભરેલું જ્ઞાન પ્યારાનું.
ચરમ જ્યાં જ્યાં ફરે મ્હારી, નિહાળું સ્વામની સ્વારી;
બનાવી સૃષ્ટિની ક્યારી, કરે સૌ પાન પ્યારાનું.
બધું તદ્રુપ ભાસે છે, છતાંયે દૂર નાસે છે;
ઘડી પાસે ઘડી દૂરે અજબ છે ભાન પ્યારાનું.
ટળ્યો ભોગી-થયો જોગી બન્યો હું રાગનો રોગી;
વિયોગી પ્રેમનો રોગી, ગજાવું રાજ પ્યારાનું.
ન જનમાં કે રૂચે વનમાં, નથી શાંતિ ભવન ત્રણમાં.
રટન રહ્યું રંગેરગમાં, નિરંતર નામ પ્યારાનું.
ન રૂચે કંઇ પીવું ખાવું, ન સુઝે આવવું જાવું;
ઉઠી છે આગ અંતરમાં, ચહું દર્શન પ્યારાનું.
નજર ઝાંખી બની જોતાં, નથી ઝાંખી થતી રોતાં;
જગતનાં નાર્ગો ગોથાં, મળ્યું આશ્વાસન પ્યારાનું.
કહે લોકો પ્રભુ આધીન, ભક્તોને સદા રહેતા;
ખબર લેતા નથી શાને ? ગયું ક્યાં જાન પ્યારાનું.
ભજું શા ભક્તિના નામે, અને પૂજું ક્યા પ્રેમે;
ન જાણ્યો નાથ એ શાન ? રહ્યું શું માન પ્યારાનું.
જલાવી દીપ બુદ્ધિનો, મ્હડાવી ધૂપ શુદ્ધિનો;
ઉતારી ભક્તિની આર્તિ, ધરૂં છું ધ્યાન પ્યારાનું.
ચ્હડાવી શીળની વેલી, શિરે ભક્તિ મુકુટ મેલી;
હૃદયરસ રાગને રેલી, કરૂં છું ગાન પ્યારાનું.
તજી સંસાર સુખ સજ્જા, સમર્પી માંસ ને મજ્જા;
ખુંદાવી લોકમાં સજ્જા, સહ્યું અપમાન પ્યારાનું.
બિચારૂં પ્રેમઘેલું આ, પ્રણય રંગે રંગેલું આ;
ન મળવાં પ્યાર આ ખુશામત, અને બેજાન પ્યારાનું.

(૧૯૬૬)—ગરબો—

કેદી બન્યો ભુપાળ મલ્હારાવ કેદીરે બનીઓ,
સંવત ૧૯૩૧ના પોષ માસ ગુરૂવાર.
શુકલ પક્ષની સાતને બેની આવ્યો છે ઝટ સવાર,
મલારરાવ કેદીરે બનીઓ (ફરીથી.

(૧૯૬૭)—અલૌકિક પ્રેમમસ્તી—

પુર્જલી પુણ્યના પૂંજે, નિહાળો પ્રેમલીલાને;
મતિ જ્યાં જ્ઞાનની ગુંજે નિહાળો પ્રેમલીલાને.
પ્રભુએ પ્રેમને રૂપે. ધરે અવતાર ભવકૂપે;
રચે બ્રહ્માંડના માળા, નિહાળો પ્રેમલિલાને.
ધરી બહુ રૂપ દુનિયામાં સ્ફુરે એ બ્રહ્મ અમ તમમાં;
કરી જેણે વિવિધ રચના, નિહાળો પ્રેમલીલાને.
રવિએ પ્રેમદોરીથી, ગ્રહોના ચક્ર ધૂમાવી:
જગત્ ચેતના રેડે, નિહાળો પ્રેમલીલાને.
પતિતનો પૂંજ પાવન એ. રસો રૂડું રસાયન છે.
અમર આત્મા ઉદ્દિપન એ, નિહાળો પ્રેમલીલાને.
અજબ એ વિશ્વની યંત્રી, પિયુષ નિર્ઝરિની યંત્રી,
રચે કંઇ રાજને મંત્રી. નિહાળો પ્રેમલીલાને.
અકળ ભવસિંધુની તરણી, બની છે સ્વર્ગ નીસરણી;
અમર ને દિવ્ય નિર્ઝુરિણી, નિહાળો પ્રેમલીલાને.
ધરી રાખે અમર સહુને, ધરાનું મધ્યબિંદુ એ;
અમૂલી શાન્તિસિંધુ છે, નિહાળો પ્રેમલીલાને.
જગત્નું પ્રેમજીવન છે, જીવોનું તેમ ચેતન છે;
હૃદયનું ક્ષેમ વેતન છે. નિહાળો પ્રેમલીલાને.
બધા સંબંધ ને નાતા, પરસ્પર પ્રાણ બંધાતા;
સદા એથીજ બંધાતા. નિહાળો પ્રેમલીલાને.
બન્યાં બ્હેનો અને ભ્રાતા, સુતા કાન્તા પિતા માતા;
બન્યાં કંઇ મિત્ર મદમાતા, નિહાળો પ્રેમલીલાને.
અરે એ એકદર લોકો ! અરે ! એ જીવન દુનિયાના;
જરા આંખો ઉઘાડોને, જુઓ આ પ્રેમલીલાને.
કરે ક્રીયા અજબ કેવી ! જનો એ પ્રેમને સેવી;
પૂજે છે દેવને દેવી, નિહાળો પ્રેમલીલાને.
ઉખેડે મૂળથી મેરૂ, વિખેરે વજ્ર વાદળને;
ધ્રુજાવે સપ્ત લોકોને, નિહાળો પ્રેમલીલાને.

બની શ્રીરામ એ પોતે, હણી હાથેથી પોતાને;
હદે મારે રમાડે છે, નિહાળો પ્રેમલીલાને.
રમાડી રેમે જાતે, રમે છે લોક જ્યાં સાને;
સજે પોતે વિધાતાને, નિહાળો પ્રેમલીલાને.
દિવસને રાતમાં રેડે, નિશાને જ્યોતિમાં તેડે;
ઉઘાડે સૃષ્ટિઓ કેડે, નિહાળો પ્રેમલીલાને.
સકળ ચૈતન્યને પ્રીતિ, પ્રણય છે બ્રહ્મની જ્યોતિ;
અલખ એ સૃષ્ટિના કુંજે, નિહાળો પ્રેમલીલાને.

(૧૯૬૮)—ગરબી—

ગોકુલ ઘરસે મહીઆરી ઉતરીરે લોલ,
મારી મહીનીરે (એવાર)
મટુકી ઉતારરે.
અળગો રહેને પાળવ લાગશેરે લોળ (એવાર)

(૧૯૬૯)—ધર્મનો વિજય વાવટો—

સનાતન ધર્મનો ઝુંડો હમોને પ્રાણ પ્યારો છે;
ઉતાર્યો અંતરે ઉંડો, હમારો ધર્મ ન્યારો છે.
હતા ભોગી અને રોગી, હવે તો ધર્મના યોગી;
યુગો યુગના વિયોગીનો, પ્રભુ ભેટો થનારો છે.
છુટે જ્યાં મોહનો મારો, નથી ત્યાં દુઃખનો આરો;
વૃથા છે અન્ય ઉપચારો, ખરો એ એક ચારો છે.
ચહડાવી ધર્મની ઝોળી, વિભૂતિ કર્મની ચોળી;
લગાવી મર્મની ગોળી, ચલાવ્યો, એજ મારો છે.
ધખાવી ધર્મની ધુની, બન્યા ઞકવા ત્યજી મૂની;
બની સુખવાના સંતી, મળ્યો શાન્તિ કિનારો છે.
કહ્યો બાઇબલ કુરાનોમાં, વખાણ્યો સૈ પુરાણોમાં;
શ્રુતિ પોકારતી કહે છે, બધાને તારનારો છે.
બન્યો માર્ગ એંડોનો, ભર્યો ભંડાર કષ્ટોનો;
હન્તરો સ્થાનો ભ્રષ્ટોથા, સદાનો એ ઉતારો છે.
ગગન પતાળ-જળ સ્થળમાં, અણુ પરમાણુ રજકણમાં;
ચરાચર વિશ્વલીલામાં બધે તેનો પ્રસારો છે.
બનીને બ્રહ્મધ્વનિ પોતે. જગાડે જાગતી જ્યોતે;
વસ્યો સૂર્યશશિમાં તે, જગતનો એ સિતારો છે.
ઝુમે છે સૂર્ય મંડળમાં, ફરે છે પ્રાણી પુદ્‌ગલ;

રહે છે સર્વ જળ-સ્થળમાં, છતાંએ સૌથી ન્યારો છે.
બનીને જ્ઞાનમા તારો, પ્રજાળે પાપના ભારો;
પ્રભુના ભક્તને પ્યારો, અકર્મીને અકારો છે.
સજીને ધર્મના હથિયાર, થયા સંતો હમે તૈયાર:
હવે શા દુસ્મનોના ભાર? વિજય આજે: થનારો છે.
બાણો જ્ઞાનોના છુટયાં, જગતનાં બંધનો તૂટયાં;
રસાયન પૃથ્વીનાં ખૂટયાં, હમારે એજ પારો છે.
હમાગ અલ્પ જીવનને, લૂંટાવ્યું ધર્મના નામે;
ઉઘાડી આંખ જોયું તો, અસર તેની વધારે છે.

(૧૯૭૦)—ગાયન—

અવેકસેતું યાદકર અલાહકું આદમ

(૧૯૭૧)—દુયાની ઉલટી બાજી—

ભલાની એ ભલાઇમાં, ભરી પૂરી બુરાઇ છે!
બુરાઇની વડાઇમાં, હમે દીઠી ભલાઇ છે!
કરી દીવાસળી કેવી? બનાવી નાગડી રૂડી!
બરીને છે આગ ભીતરને? ઉપર કેવી સફાઇ છે?
બતાવી ભાવ ઉપરના. બનાવે ખાખ આખર શું?
ઠગારી મોહિની જગની, દીવાસલાઈ છે!
દુગાળે પાણીને ચારા વિના ભૂખે મરે પશુઓ
કસાઇના છૂરી કાતિલ, છતાંયે શાંન્તિદાઇ છે!
ભલું મરવું ઘડી પળનું. રિબાતું મોતથી બૂરૂં!
અધુરૂં છો ગુણે પુરૂં, જગતને ક્યાં નવાઇ છે!
કહે વ્હાલા અને પ્યારા! કહે આધાર છો મ્હારા!
ઉપરની એ સફાઇમાં, સરાસર બેવફાઇ છે!
બધા સંબંધ છે ચિત્તથી, અહો આદેશ પંડિતથા;
ચાહે છે મારવા ચિત્તથી, કહે મ્હોડે કે-"ભાઇ છે"!
ગણે 'મારૂં' અને 'તારૂં', સરે જો સ્વાર્થ તો સારૂં;
ન સરતાં મ્હોં કરે ખારૂં! અહીં એવી સગાઇ જો!
અગ્નિ, સિંધુ, સોમલ, સાપ, ઉપર સાફ સુંદર છાપ!
કર્યે વિશ્વાસ આપે થાપ, તેમાં શી નવાઇ છે?
બુઝાતો દિવડો આખર, ભભકતો તેજમાં વધતો;
વધે ને ઝાડની ડાળી, વધી આખર સુકાઇ છે!
તરંગો જોસમાં કૂદે, કિનારે આવતા પાસે;
વધુ બે ચાર મોજાં કાપતાં, કાઢે મ્હડાઇ છે!

બહુ બૂરી દશામાંથી, ફુટે ઉત્કર્ષનાં કિરણો;
થતાં પૂરી વિકટ રાત્રિ, અરૂણની ત્યાં વધાઇ છે!
પહાડે સંગ પથ્થરના, વહેતાં ચીરીને ઝરણાં;
સખત આફ્ત સહી લેતાં, ઉદયની આશતાઇ છે!
હજારો દાખલા જોયા, પ્રમાણો શાસ્ત્રના જોયાં;
છતાં સંશય નહિ ખોયા. ખરેખર એ નવાઇ છે!
ધરીને ધૈર્ય વધવાની, કરે પૂરી–ઇચ્છા;
ત્યજાતાં અંતરે શ્રધ્ધા, બધી આશા હવાઇ છે.
રહે શ્રધ્ધા તપે આશા, મિમાંસા થાય મર્મોની;
જગત્માં જીંદગી ભરની, હમારી એ કમાઇ છે.

(૧૯૭૨)—લાવણી—

આખો જો તેરી એસીરે કાતીલ,
જીગરનીયા ર જાતી હે.
તેરા તશુવર દીલમેં જો રહતા.
મુજે નીંદ નહીં આતી હે.

(૧૯૭૩)—વેદવાણીનો ઉદ્‌ઘોષ—

વિશ્વ વીણા વિષે વાગી! હમારી વેદની વાણી!
જીવન જ્યોતિ વિષે જાગી! હમારી વેદની વાણી!
અનાદિ કાળથી ઉપજી, ગગને ભેદતી ગાજી!
પ્રભુએ યત્નથી સરજી, અચળ એ વેદની વાણી!
જડયાં છે મૂળ પાતાળે, પતાકા સ્વર્ગમાં ફરકે!
મહા સિંધુ સલિલ ત્યાગી, ઉભી એ વેદની વાણી!
વિકટ સંસારની માયા, ઘુમે અંધારની છાયા!
ત્યજી ત્રિલોકને ભાગી, અડકતા વેદની વાણી!
યતિ બ્રહ્મર્ષિ વનવાસી, મુનીને યોગી સન્યાસી;
ઘણા પાતાળ વાસી પણ, વખાણે વેદની વાણી!
રૂચાથી બ્રહ્મને બોધે, વચન બ્રહ્માન્ડને વીંધે;
રહસ્યો વિશ્વના શોધે, સુણે જે વેદની વાણી!
ભર્યો ભંડાર કર્મોના, કર્યો વિસ્તાર ધર્મોના;
બતાવ્યા ભકિત મર્મોને, ભણાવી વેદની વાણી!
જીવનને ચેતના આપી, જીગરના સંશયો કાપી;
જગતને જીતવા જાગી, જગાડો વેદની વાણી!

(૧૯૭૪)—લાવણી—
ગુલ ચમનમેં બીછુ ફુલા ખડા ઝેરી હે,
ક્યું કરકે બાગમેં જાઉ મેગવેરી હે.
મીજલસમે કીયા પોકાર કામીના બોલી,
મેનેલીઆ જોગનકા હાથમેં જોલી.

(૧૯૭૫)—કાર્ય શક્તિનો મહિમા—
જગાવી દેશ ભક્તિને, વળો ઉદ્યાનમાં બંધુ!
જમાવી કાર્ય શક્તિને, પડો મેદાનમાં બંધુ!
હઠાવો પાપ કર્મોને, ઉઠાવો ધર્મ મર્મોને;
સજી વિજ્ઞાન ધર્મોને, વસો અવધાનમાં બંધુ!
સુતેલાં સિંહના મ્હોમાં, કદી શીકાર નહિ આવે;
બિચ્ચાને શું રહ્યા સુતા, તમે ગ્નાનમાં બંધુ!
અવિદ્યાએ ઉખેડ્યા છે, સનાતન ધર્મના પાયા;
પ્રમાદે મૂળ કાપ્યા એ, ધરો કંઇ ધ્યાનમાં બંધુ!
કુકર્મનાં તીરો, પડે ત્યાં પ્હાડમાં ચીરો;
સુભટ છો આર્યના વીરો! વસ્યું શું ભાનમાં બંધુ!
ઉગે નક્ષત્ર ગ્રહ તારા, સિતારા શોભતા સારા;
વિના રવિની પ્રભા ધારા, ડુબ્યું નભ મ્યાનમાં બંધુ!
શશિ-રવિ કાર્ય શક્તિની, ભરી જ્યાં પૂર્ણ દીપ્તિ છે;
જવાડે સર્વ સૃષ્ટિને, સદા સન્માનમાં બંધુ!
રઘુવર કાર્ય શક્તિએ, હણ્યો આલસ્ય રાવણને;
ધર્યો ઉદ્યમ વિભિષણને, શ્રીલંકા સ્થાન બંધુ!
ઉઠયા શ્રીકૃષ્ણ ઉદ્યોગ, હણ્યો છે કંસ ભવ ભોગી;
પ્રમાદી રાક્ષસોની રાહ, કબરસ્તાનમાં બંધુ!
જગતનો કર્મ છે રાજા, ફરે છે કર્મની ધ્વજા;
બજે છે કર્મનાં વાજાં, સદા આ જહાનમાં બંધુ!
ચહડયો ઉદ્યોગી બોનાપાર્ટ, પડયો યુરોપ ચત્તોપાટ;
ઘડયા એ વીરતાના ઘાટ, ગજવ્યા ગાનમાં બંધુ!
શિવાજીનો પડયો પડઘો, થયો મોગલ મણિ અળગો;
જ્યાં મર્દો ભરે મોભો, ક્રિયાના મ્યાનમાં બંધુ!
વિસારી કર્મના ધારા, રહ્યા સન્માર્ગથી ન્યારા;
ભુલી પુરૂષાર્થ પ્યારા! તણાયા તાનમાં બંધુ!
ઉઠો! ઉદ્યોગ અજમાવો, ગ્રહો કંઇ કાર્યનો લ્હાવો;
ચુકાવો વખ્તનો દાવો, વધી વિજ્ઞાનમાં બંધુ!
ઉતારો દોષનો ભારો, ચલાવો કાર્યનો મારો;
દુઃખી સંસારને તારો, સુવિદ્યાદાનમાં બંધુ!

(૧૯૭૬)—અંગ્રેજી—

આઇ એમ બેરી ગુડ એંગોલી બાબુ,
ઇન કલકત્તા આઇ લોંગ ટાઇમસ્ટોપ.
રૂથ રૂમ ઠંડા ગુઝ માઇ નેમ,
રાધા બજાર આઇ કીપ માઇ શોપ.

(૧૯૭૭)—ઈશ્વરને આવ્હાન

હમારી જીંદગીના આપ છો, આધાર હે દેવા!
ઝુકાવી છે હમારી કિસ્તીને મઝધારમાં દેવા!
હૃદયનો તાર તુટયો છે, દિવસનો દોર ખૂટયો છે;
નિશાનો ઘોર છૂટયો છે, કર્યું અંધાર હે દેવા!

વિપદના બંધને બાંધી, ચઢી છે ચોતરફ આંધી;
તુટેલા તારને સાંધી, મળો આ વાર હે દેવા!
વિષમ ઝેરી ગૃવન વાળ્યા! લથડતી દીન આ કાયા;
ભુંસાતી આપની છાયા, કરો ઉધ્ધાર હે દેવા!
ઉગરવાનું નથી બારૂં, નથી કોઇ સાહ્ય કરનારૂં;
દીઠા છે સ્વાર્થના ઝેરે, ભર્યો સંસાર હે દેવા!
વિપદની વાદળી ઘેરી, બજી તોફાનની ભેરી;
બની છે જીંદગી વેરી, તુંજ છે તાર હે દેવા!

તજી સાચો અને સીધો, અમે રસ્તો વિષમ લીધો;
બુઝાતા દીવડામાં તેલને, સંચાર હે દેવા!
તિમિર સીંચી દિશાઓમાં, ઘુમે નૌકા નિશાઓમાં;
શિશુ સાથે રીસાઓ માં, કરો ઉધ્ધાર હે દેવા!
બધા સાંધા થયા ઢીલા, નથી કંઇ આપવામાં ચીલા!
જડીને ધર્મના ખીલા, કરો તૈયાર હે દેવા!
નગારાં મોતનાં વાજે, ચરણમાં આવવા કાજે;!
અમે યમદૂતનો આજે, કર્યો સત્કાર હે દેવા!
પવન તોફાનનો વાયે, કહો શું દીનથી થાયે?
પળેપળ આગ ઉભરાયે, ન દીઠો સાર હે દેવા!
ન જોઇ જીવતાં શાન્તિ, હરો મરતાં હવે ભ્રાન્તિ;
જે વિશ્રાંતિ આખર એ, મહા આભાર હે દેવા?

(૧૯૭૮)—લલીતછંદ—

કરણુ રાજરે, તુ કયાંબરે ગયો,
નગર છોડીને શીદને રહો.

## (૧૯૭૯)—આશા ભર્યું નવું પ્રભાત.

પથારી પાપની ત્યાગી, પ્રભુજી ! આજ જાગું છું;
ભ્રમણા મોહની ભાંગી, ચરણમાં સ્થાન માગું છું.
પ્રવૃત્તિ માતનો પ્રેર્યો, જગતના ઘેનમાં ઘેર્યો,
સુતો હું તો ઘણા દિવસો, હવે એ ઉંઘ ત્યાગું છું.
વિષયનાં ગીતડાં ગાતો, બન્યો હું મસ્ત મદમાતો;
પડી છે દૈવની લાતો, હવે તો હારી ભાગું છું.
વિસારી કર્મના ધારા. વહાવી કર્મની ધારા;
ક્ષમા એ પાપની પ્યારા, પડીને પાય માગું છું.
હણ્યો બૂરા વિચારોએ, ગ્રહાયો ષડવિકારોએ;
જગતના વજ્રતારોએ—જડાયો આજ જાગું છું.
બન્યો પાપી નઠારો હું, થયો તમને અકારો હું;
ભરીને આંખમાં આંસુ, પિતાજીપાય! પાય લાગું છું.
ભરો કંઇ ગૂઢ મંત્રોને. રચી કર્તવ્ય તંત્રોને;
હૃદયનાં પ્રેમ યંત્રોને. સજાઓ એજ માગું છું.
ભલો-બૂરો ગમે તેવો, શિશુને આશરો દેવો;
બની પૂરો તમારો હું. હવે ધર્માનુરાગું છું

## (૧૯૮૦)—સીનાજીના મહીનાનો રાગ—

હું શું ય કરૂ શીદ જાઉ નથી કાંઇ સુઝતું,
મહારૂં હૃદય બલી થાય આખ સદાએ સુખી હતું.

## (૧૯૮૧—સ્નેહસિંધુજે શરણયાચના.

શ્રુતીના શબ્દ છે સાચા, હૃદય આધાર છો દેવા !
વદે શું ગાંડી વાચા ? પ્રણય આગાર છો દેવા !
તમે તો આંખના તારા, પ્રભુજી ! પ્રાણથી પ્યારા !
ન રહેશો નાથજી ! ન્યારા, નયન શણગાર છો દેવા !
તમે મારા, તમે પ્યારા, ખરા સ્નેહી તમે મ્હારા;
ફરે સીંચો અમીધારા, તમે દાતાર છો દેવા !
વિભૂતી વિશ્વની સારી, તમારા નામ પરવારી;
ફરી ફરી જાઉં બલિહારી, તમારા પ્યાર પર દેવા !
અમરપદ આપણે ચરણે, અચળ સુખ શ્યામને શરણે;
સ્મરણ રહેજો જીવન મરણે, સુરત-સીતાર છો દેવા !
નયનમણિ નાથ ! નિસ્તારા ! ભીષણ ભૂભાર હરનારા !
જીવન સંચાર કરનારા !જગતના તાર છો દેવા !
તમે ત્રાતા ! પિતા માતા ! વિધાતા શાન્તિ સુખદાતા !

તમે સ્નેહી સખા ભ્રાતા ! તમે સંસાર છો દેવા !
જીવનની ડૂબતી નૌકા, લથડતી ખાય છે ઝોકાં;
દુરિતના તોડતા ડંકા, તમે તલવાર છો દેવા !
શિખાવો ભાવ ને ભક્તિ, ઉતારો અંતરે યુક્તિ;
મળો મઝધારમાં મુક્તિ, અસારે સાર છો દેવા !

(૧૯૮૨)—લાવણી.—
દેખી તેરી વફાદારી, મેરી ફીકર મીટી સારીરે,
આવોજી આવો મજનુ હમારે, બોસે લો દો ચાર,
સચ્ચા સચ્ચા એહી હેપ્યાર, મેરે દીલદાર ખોલા ગુલજારે.

(૧૯૮૩)—ભક્તની દ્રઢતા.—
ભલે વજ્ર શિરે તૂટો ! હજારો તીર છો છૂટે !
પ્રબળ પાષાણમાં ફેંટો ! છતાં મુજ ટેક નહિ મૂકું.
સળગતી આગમાં બાળો ! ઉકાળો ઝેરમય ઝાળો !
કરી લો કહેર છો કાળો ! છતાં પગ એક નહિ ચૂકું.
ભલે રહેંસો દહો, કાપો, ચહો તે રીત સંતાપો !
હજારો વેઠતાં તાપો, પ્રતિજ્ઞા પર નહિ થૂકું.
ઉતારી ચર્મ તન ચીરો ! વહાવો લોહીની નીકો;
હજારો મોત છો વેઠું, અકદમ માર્ગે નહિ ઝૂકું.

(૧૯૮૪)—ગરબી—
ગોકુળીએ લગ્ન ચાલોરે ઓધવરાજ હમને,
આણી પેરે ગંગા ને પેલી તીરે જમના;
વચ્ચે ગોકુળીઉં ગામ ઓધવરાજ હમને,

(૧૯૮૫)—શ્રી ગૌરચરણ પ્રતાપ.
શ્રી ગૌરનાં ચરણમાં, સૌ સિધ્ધિ રહી સમાઇ;
નયણાં નમી નમીને, નિરખી રહ્યાં નિમાઇ !
જુઠી છે મોહ માયા, કિર્તિ, કનક ને કાયા;
સાચી છે એક જગમાં શ્રી ગૌરની સગાઇ:-શ્રી ગૌર.
ભક્તિ તણા પ્રભાથી, આ વિશ્વને પ્રકાશ્યું;
પ્રીતિની કેવી ઘેરી, છાયા રહી છવાઇ ?!-શ્રી ગૌર.
આંખેથી ધાર વહે છે, એ મૌન વાત કહે છે;
દૂખી એ પાદ પદ્મ, મધુ ચૂસી લે અલિ ભ્યાઇ !-શ્રી ગૌર.
જગને સુબોધ દેવા, આવ્યા પ્રતાપી દેવા;
એ પ્રેમપાન લેવા, આવો સુસંત ધાઇ !-શ્રી ગૌર.

વૈરાગ્ય ભાવ જાગ્યો, ભવભાવ દાવ ભાગ્યો;
ઉભા શ્રીશેષ જેવા બળ ભદ્ર ત્યાં નિતાઇ–શ્રી ગૌર.
ઝાંખી મને કરાવી, ઘેલી દીધી બનાવી;
ભવ ભાનને ભુલાવી, ગિરિથી બધારી રાઇ!–શ્રી ગૌર.

(૧૯૮૬)—ગાયન—

( જે જે બોલો શ્રી રૂકમણી નાથની ) એ રાગની.
શાણી પુત્રી પધાર તું સાસરે જઇ કર શુભ કામ
રથમાં બીરાજ તું બાપુડી, લઇ પ્રભુ કેરૂં નામ,

(૧૯૮૭)—કેટલી માગણી.—

રહો દિલમાં સદા સેવા, બધા સંસારને બદલે;
કરો મીઠી નજર દેવા, હમારા પાપને બદલે.
જગતની જુઠી આ બાજી, બને છે મૂર્ખ મન રાજી;
લગાડો આપની લગની, વિષયના તારને બદલે.
વિવિધ વ્યવહાર વશવૃત્તિ, મુંઝાતી મોહમાં સુતી;
સુધારો લક્ષમાં દોરી, બીજા વ્યાપારને બદલે.
વિષયમાં લોટતી રહેતી હમારી સાંકડી બુદ્ધિ,
તમારા તાનમાં ખેંચો, જગતના પારને બદલે.
કરી પરવા હજોરીની, નથી સીમા વિચારોની;
હવે તો આશરો માંગું, બધી દરકારને બદલે
થયું શું ને થવાનું શું ? નથી કંઇ શોધવું લ્હાવું;
ગતિ શ્રી ચરણમાં માગું, બધા હોનારને બદલે.

(૧૯૮૮)—ગઝલ ( ભોપાળી )—

આવે સમે છો આવીઆ, કહોની તમે છો કોણ.
છો કોણ, છો કોણ, આવી ચડ્યા છો કોણ.
કહો તનુંજ સંકસદેવ નામ મારૂં તું જાણ,
તું જાણ, તું જાણ, નામ મારૂં તું જાણ,

(૧૯૮૯)—વિહ્વળ રાધિકાજીના સખીઓ પ્રતિ ઉદગાર—

સખી મ્હારૂં મન મોહનમાં મોહ્યું; રૂપ સુંદર સુરતે સોહ્યું સખી!
મોહીની મૂર્તિ પ્રિયરસ પૂર્તિ; સ્ફૂર્તિ પયે ચેતન ધોયું. સખી!
ત્રિભુવન મોહન સુલલિત લોચન, જીવન બાન હર્યું સખી!
અતુલ અનુપ અપ્રતિમ રૂપ નિરખી, પ્રેમના પાન કર્યું સખી!
મનસા વાચા તજી કાયા, રંગે રૂપ મેં એહ વર્યું સખી!
રંગ તરંગે ડુબી નિરંતર, ચૈતન્ય ધ્યાન ધર્યું સખી!

(૧૯૮૦)—ગઝલ—

ઘરસેં હીઆં કોન ખુદા કે લીએ લાયા મુજકો.
કીઆ સીતમગારને સોતેસે જગાયા મુજકો,
ઇકને કીઆ ખાખ પરેશાન દેખાયા મુજકો.

(૧૯૮૧)—વ્હાલાનાં રીસામણાં—

આવી છું તુજ દ્વાર આજે, દ્વાર ખોલે કે નહિ ?
પ્રેમનાં લ્હાણાં નિવાજે, પ્રેમ બોલે કે નહિ ?
જન્મ મેં લાખો ધરી, બોલાવવા પ્રતિજ્ઞા કરી;
આવું મરી ફરી જન્મ ધરીને, તોય બોલે કે નહિ ?
ધરી પ્રેમની પાંખો, ઊડું હું યોગના આકાશમાં;
તુજને હું રાતો દિન પોકારૂં, તોયે બોલે કે નહિ ?
આંસુના દરિયા વહાવી, બિસ્તરો તજાવતી;
રાત-દિન હા ! હા ! પોકારૂં, તોય બોલે કે નહિ ?
દિમાગનો પ્યાલો કરી, ખૂની શરાબી હું ધરૂં;
એ પ્રેમથી જીવન પીવાડું, તોય બોલે કે નહિ ?
આંખડીની પાંપણે, પાલવ પથારી પાથરી પાદમાં;
રજ લોટતી રડીને પોકારૂં, તોય બોલે કે નહિ ?
આ જીગર ચીરી રોમે રોમે, મૂર્ત્તિ તુજ હું ખડી કરૂં;
હનુમંત થાઉં તુ. પ્યારા હજુ કે બોલે નહિ ?

(૧૯૮૨)—નાથ કસે ગજકો બંદ છોડાયો—

પ્રભુ તોરે નામકી લેહે મોહે લાગી, છોડ દુનિઆ ભયાહું મે ત્યાગી.
માત પિતા ઓર બંધવ શુન્હે, માયા કે અનુરાગી.
છોડ દીઓહે પ્રપંચ એ મનસેં, ભકિત લેત તોરી માગી.

(૧૯૮૩)—પ્રભુની પ્રેમજ્યોતિ.—

વિલોકી મોહિની મૂર્તિ ! હૃદયમાં જે વિરાજે છે !
સકળમાં સ્નેહની સ્ફૂર્તિ ! શ્રીહરિના નાદ ગાજે છે !
જગતને વામ કરધારી, પ્રણય સર્વત્ર વિસ્તારી;
ઉઘાડી મોક્ષની બારી, અજબ એ શકિત સાજે છે !
જગતને જ્યોતિમાં જોડી, બિછો પ્રેમપ્રેમનો ખોડી;
પડદા સ્વાર્થના તોડી, અભેદાનંદ ગાજે છે !
ક્યાંવિણુ સાધના 'ૐ'ની, જશે સહુ વ્યાધિઓ શાની ?
પરમસત્તા પ્રભુતાની, જીગર ઉદ્ધાર કાજે છે !
જગતજ્યોતિ જલે જેની, ધરા ધૂની ધખે જેની;

ધરી સુરત સદા તેની, અલખ રતનો નિવાજે છે !
જગતની આંખ મીંચીને, હૃદયચક્ષુ ઉગાડીને;
નિહાળી દિવ્ય લિલાને, હૃદયમાં દેવ રાજે છે !

(૧૯૯૪)—રેખતો—

કાશીદ ક્યાહે ખબર મારકી આ જાનેકી,
જાન જાતી હે મેરી હીજરેમે દીવાનેકી.

(૧૯૯૫)—સ્વદેશી મંત્ર—

પર હસ્ત દઇ પર રત્ન સુખે, ધુળ લઇ ધન આપાયું મૌન મુખે !
દઇ કંચન મોતીની માળ અરે ! લઇ કંકર-કાચ શું રાચો હરે ?
પર પોકળ દંભની જ્યોતી પરે, થઇ અંધ પતંગ શું દેહ દહે ?
પરવસ્ત્ર વીંટયાં શરીરે શરીરે ! પર દૂષિત ભાવ પ્રવિષ્ટ ઉરે ?
પર દીપ-શિખા નગરે નગરે ! હમે સૂર્ય છતાં વસતા તિમિરે !
પરદેશ દવા ઉપચાર વધ્યાં; પર અન્ન-જળે તનુ પોષિ રહ્યાં.
પર ભાષણ-આસન આનંદમાં, કરતા-કરતા તનમાં, મનમાં !
નથી કંઇ સ્વીયતા-છયતા શરીરે, તમે જે તિમિરે હજી તે તિમિરે.

(૧૯૯૬)—ગાયન—

અંજન પાળક ટાળક દુખનો કુળ પુથ્વીમાં તું એકલો
જ્યાં જોઉએ ત્યાં તાહારૂં નામ નહીં તુજ વણુ કોઇ ખાલી ઠામ
આપે સરવેને આરામ ગુપ્ત રહીતું એકલો.

(૧૯૯૭)—વિધિની વક્રલીલા—

વિધિનું પાનું પીવું હમારે, ગતિ કંઇ થાય મતિ કંઇ ધરે ! વક્ર.
ચઢું ગિરિ ઉપર, પડું પાતાળે, ચઢતો-પડતો વિધિના તારે ! વિ.

(૧૯૯૮)—ગઝલ (બેહાગની)—

મૃગ લોચની ગજ ગામની ઓ કામની સુંદર.
ચંદ્રવદની કામ કદળી અધર પરવાળા માન,
રસીક રસીકા માહેરી ક્યારે કરાવીશ પાન.

(૧૯૯૯)—હમારી તુંજ છે આશા—

બધામાં તું રહ્યો વ્યાપી, બધાની તુંજ છે આશા !
નિરાશા જ્યાં બધે વ્યાપી, હમારી તુંજ છે આશા !
અજ્ઞાનો આ મહાસિંધુ, બુધવંતો ઘોર ગર્જનાથી;
પછાડા છો રહ્યો મારે, હમારે તુંજ છે આશા !
પ્રભુ છે પ્રેમનો સિંધુ, પ્રભુ છે દાનનો બંધુ;

જગતના પ્રાણને વન્દુ, હમારી તું જ છે આશા !
તપેલાની શીતલતા તું, મલીન મનની વિમળતા તું;
તને લક્ષ શાન્ત ઉર થાતું, હમારી તું જ આશા !
દુઃખનું શાંતિ સ્થળ છે તું, તૃષિતને છે સુધાજળ તું;
વિરાગીના વિમલ આત્મા ! હમારી તું જ છે આશા !

(૨૦૦૦)—ભગવદ્ ભજન—

જગતમાં જન્મ્યો તેજ પ્રમાણ, ભજે જે ભાવ ધરી ભગવાન.
લગાવે ત્રિકમજીથી તાન, ગજાવે ગગન કરી ગુણગાન—જગતમાં.
હરિપદ ધ્યાયો તે જન ડાહ્યો, સર્વ કમાયો સા .
જગદાધાર જપે નિશિવાસર, થાય સહજ દિદાર—જગતમાં.
ગરલ ભરેલા ભવસાગરમાં, ભક્તિ સુધારસ ધાર.
પાન કરે તે અમર બને જન એહી શાસ્ત્રનો સાર—જગતમાં.
સારંગપાણી સેવો નિશદિન, સુત વિત જુઠાં જાણ;
મિથ્યા માયા મોહ મમતા આ, આખર નરકની ખાણ—જગતમાં.
કરે જે ભક્તિ રસનું પાન, ધરે જે ધરણીધરનું ધ્યાન.
ખરે તે જન છે દેવ સમાન, દેવ પણ તેને દેતાં માન—જગતમાં.

---

# ખાસ ઉપયોગી નવીન નોવેલો.

| | |
|---|---|
| કઠોર કચ્છી કે ઉછળતું મુડદું ભાગ ૧ લો. | ૨-૮-૦ |
| ,, ,, ભાગ ૨ જો. | ૩-૦-૦ |
| સુધારાનો સાર કે કીસ્મતનો પ્રહાર. | ૧-૮-૦ |
| કાબુલના કાળા મેઢાં. | ૧-૮-૦ |
| બેગમ હરમ યાને સંસારનો સાથી. | ૨-૦-૦ |
| શાહજાદી શહેરા. | ૧-૪-૦ |
| નરકી સામે ઇટાલીયન કાવતરું. | ૧-૪-૦ |
| ખલીફ હારૂન અલ-રસી. | ૧-૯-૦ |
| હસલામન સાચા મોતી. | ૦-૧૨-૦ |
| હનુમનની મુર્તી. | ૧-૮-૦ |
| ખુની બેગમ. | ૧-૯-૦ |
| દરીયાની ડાકણ. | ૨-૦-૦ |

# હમારૂં નવું પ્રાઈસલીસ્ટ

**મહાકાળી ખડ્ગ**—આ નવલકથા અદ્ભુત બનાવો ભરપુર હોઇ વાંચકની જીજ્ઞાસા વધારે છે પાકું પુઠું રૂ. ૨-૮-૦

**અલ્લાઉદ્દીનનો ઉદય**—આર્ય સન્નારીઓના શિયળનું રક્ષણ કરવા માટે તે વખતના રજપુત રાજાઓ પોતાનો કેવો આત્મભોગ આપતા તેનું વર્ણન ઘણુંજ રસિક છે. પાંચ ચિત્રો છે પાકું પુઠું કીં. રૂ ૨।।

**કુતરો કે કાળ ?**—ડિટેકટીવ પોતાના કાર્યમાં જે ચતુરાઇ, બહાદુરાઇ અને કુશળતા વાપરે છે. તેની ખુબી ઓરજ છે પાકું પુઠું મુલ્ય રૂ. ૨ )

**કમનસીબ લીલા** ( ભાગ ૧-૨ )—આ નવલકથામાં સાંસારિક ઘટનાઓ તાદૃશ્ય દૃષ્ટિ સમક્ષ ઉભીજ હોય એવું વર્ણન આલેખવામાં આવ્યું છે આજેજ મંગાવો અને જુવો બન્ને ભાગનું પાકું પુઠું કીં. રૂ. ૪।।

**મધુર મિલન**—તમારી પત્નીને આ નવલકથા વંચાવો તમે વાંચો પ્રેમ દિવ્યતા શીખો અને તમને પૃથ્વીપર સ્વર્ગ દેખાશે. કિ. રૂ. ૨-૮-૦

**કલંકિત કાઉન્ટેસ યાને ખુની કોણ ?** ( ડિટેકટીવ નોવેલ ) પ્રેમને લક્ષ્મીને તુચ્છ ગણવાની દિવ્યપ્રવૃત્તિ. હૃદયની કુમાશ અને

પ્રેમાળ હૃદયનું માધુર્ય ધ્રુડીભર પ્રેમના રસપુર્ણ હોજમાં સ્નાન કરાવશે કિ. રૂ. ૩.

**સૌન્દર્ય વિજય**—(ભાગ ૧-૨-૩-૪-૫) રેનોલ્ડઝનાં રાયલ્ડકિસ પ્લોટનું અક્ષરસહ ભાષાન્તર વાર્તા મનોહર અને ચિત્તકર્ષક છે પાકું પુઠું પાંચે ભાગની કિ. ૧૨॥

**દશલાખનો દલ્લો** અથવા રત્નકંકણ ડીટેકટીવ વારતા રસ પુર્ણ અને રોમાંચ ઉપજાવે તેમ છે. કિ. ૨॥

**કલંકિત કુમારીકા**—ડીટેકટિવ વારતા અસંખ્ય રસિક વિષયોથી ભરપુર છે. પાકું પુઠું કિ. ૨॥

**સુન્દર અને વિદ્યાનંદ**—આ નવલકથામાં તેના વિદ્વાન લેખકે સાંસારિક ઘટનાઓનું આબેહુબ આલેખન કર્યું છે પાકું પુઠું કિ. ૧॥

**મધુર મધુરી** અથવા **મુમઈની મોહિની**—રસમય અને ચમત્કારીક બનાવોથી ભરપુર ચાર ચિત્રો સહિત પાકું પુઠું કિ. ૨.

**પંદર લાખપર પાણી**—શ્રીમંત ગૃહસ્થે પોતાના દીકરાને આપેલો પંદરલાખ રૂ. વરસો ફકત એક વર્ષના અરસામાં કેવી રીતે ઉડાવી નાખ્યો ? પાકું પુઠું કિ. ૧॥

**રત્નમંજરી**—આદિથી અંત પર્યંત આધ્યાત્મિક જ્ઞાન પ્રદેશમાં વિચરી, માયા—પટને છિન્ન ભિન્ન કરી પરમપદમાં નિયોજી વિલીન થાય છે કિ ૨.

**એગમમહાલ**—(ભાગ ૧-૨)—આ નવલકથાના માધુર્યનું વર્ણન માત્ર શબ્દોથી થાય તેમ નથી આજેજ વાંચો બન્ને ભાગની કિ. ૪

**કામાંધ કામીની** ડિટેકટિવ વારતા એક ચોર એવું સરસ કામ બજવી બતાવે છે કે, તેની બહાદુરી માટે 'વાહ વાહ' કર્યા સિવાય રહેવાતું નથી પાકું પુઠું કિ. ૨॥

**ભકતાણી કે ભામટી ?**—આમાં ચાલુ જમાનાનો સારો ચિતાર આપ્યો છે હાસ્યરસ પણ ભરપુર છે. પાકું પુઠું કિ. ૨

**બગદાદનો બાદશાહ**–શયતાનિતથી ભરેલી સુંદરીઓ સંસારમાં કેવા અનર્થો કરે છે એ ખાસ વાંચવા લાયક છે. પાકું પુઠું કિ. ૨॥ રૂ

**રાણી વ્રજસુંદરી**—બ્રાહ્મણ કન્યામાંથી રાજરાણી થઇ પતિ કાળા પહાડની સ્હામે રણભૂમિમાં કુદી પડવું આદિ ઘટનાઓથી ભરપુર કીં. રૂ. ૨॥

**ભયંકર ભેદ** રેનાલ્ડઝકૃત ફોસ્ટનુ અક્ષરસહ ભાષાંન્તર કર્ત્તા નારાયણ વાસનજી ઠક્કર સચિત્ર (ભા. ૧-૨ પાકું પુઠું કિ. રૂ. પા.

**રમણી કે રાક્ષસી ?**—અબળા જ્યારે ઉન્મત્તબની જાય છે. ત્યારે પોતાના વિકારની તૃપ્તિ માટે તે કેવા ભયાનક કૃત્યો કરે છે ? કિ. ૨॥ રૂ.

**નાદીરનો દોરદમામ** નારાયણ વીસનજી ઠક્કરકૃત નવલકથા કિ. રૂ. ૨॥

**મારી ભયંકર સંસારયાત્રા એક નિરાધાર અબળાનો આર્તનાદ!** ઠક્કુર નારાયણકૃત સામાજિક નવલકથા ખાસ વાંચવા યોગ્ય છે. કિ. ૨॥ રૂ.

**લતા અને લલીત ભાગ ૧ થી ૫** (સચિત્ર) આ વાર્તાનો દરેક ભાગ અત્યંત રસિક તથા મનોહર છે આ વારતા આનંદ સાથે સદ્ઉપદેશથી છલોછલ ભરેલી છે. પાકું પુઠું કી. રૂ. ૮॥

**કાશ્મીર અને કેસરી**—(બીજી આવૃત્તિ) પૃષ્ઠ ૨૭૦ પાકું પુઠું કિં. ૧॥ રૂા.

**પિશાચ મંદિર ભાગ ૧-૨**—(સચિત્ર) રેનોલ્ડઝ કૃત ઓઝરરચુંનું ભાષાન્તર પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતાજ વહે છે. કિ. ૬. રૂ.

**ભાગ્યચક્રનો મહામંત્ર**—આ સચિત્ર નવલકથા અનેક ઘટનાઓથી ભરપુર પાકું પુઠું કિ. ૨ રૂ.

**દગાબાજ દુનીયા સચિત્ર**—વારતાની વસ્તુ સંકલના એવી અદ્‌ભુત, પરંતુ સંભવિત છે કે, પ્રત્યેક પૃષ્ઠે વાંચકની જીજ્ઞાસા વૃદ્ધિ ગત થાય છે. કિં. રૂ. ૨॥

**કંગાલ કેદી અથવા સ્નેહ બંધન**—(સચિત્ર) ભાગ ૧-૨ આ નવલકથા અનેકવિધ આકર્ષણીય ઘટનાઓથી પરિપૂર્ણ છે. પાકું પુઠું કી ૪॥

**ભાગ્યદેવીની ભયંકરતા**—પ્રત્યેક હિંદુ સ્ત્રીને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. ચાર સુંદર ચીત્રો, પાકું પુઠું કી ૧॥

**પિશાચિની કે પ્રેમદા?**—ભૂતપ્રેતના ભયંકર ઉપદ્રવના લીધે ઉપજતું ભ્રમમૂલક દુઃખ, વીગેરે ઘટનાઓ રસિક છે. કિ. ૧॥

**સ્વર્ગમાં શયતાન**—આ નવલકથા અનેક રસિક ચમત્કારીક, અને આકર્ષક ઘટનાઓથી ભરપુર છે. પાકું પુઠું કી. ૧॥

**મૃગલોચની અથવા માયાપ્રાબલ્ય**—ભાગ ૧ થી ૧૦ આ નવલકથા વાર્તાપ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ આજેજ મંગાવો. કિ. રૂ. ૨૧

**રાજનૈતિક ષડયંત્ર**—વિસ્મયકર અને ચિત્તહર ઘટનાઓથી પરિપૂર્ણ. પ્રત્યેકને આ નવલકથા વાંચવાની ખાસ ભલામણ છે. પાકું પુઠું કી. ૧॥

**રણઘેલા રજપુતો**—સતીઓનું શુરાતન ભાગ ૧-૨ જો. રજપુતોની વીરતા, અને કર્તવ્ય પરાયણતાને માટે આ વાર્તા છે. બન્ને ભાગની કી. ૪।

**મધુ—માલતી** ભા. ૧-૨- આ સામાજિક નવલકથામાં સામાજીક વિષયોનું ઘણું રસિક આલેખન કરેલું છે. પાકું પુઠું કિં ૩-૦-૦

**મનોહારિણી માયા**—આ નવલકથાની વસ્તુસંકલના એટલી બધી રસિક છે કે એક વખત વાંચવા લીધા પછી પડતું મુકાતું નથી પાકું પુંઠું કિ. ૧ા ૩.

**તારાસુંદરી**- આર્ય બાળાઓની ધર્મિકતા તથા કંઠારમાં કંઠોર સંયોગમાં પણ તેમના પાતિવ્રત કશકુળતા જોવી હોય તો વાંચો કી. ૩

**સંસારસંગ્રામ ભાગ ૧-૨**—ધર્મપરાયણા સાંચી બાળા અડગ અને અચલ રીતે પતિભક્તિમાં લીન રહે છે, આની સર્વ વીતકો અપૂર્વ છે. કી. ૩

**પરાક્રમની પતાકા** ( ડીટેકટિવ ) જાપાનના પ્રિન્સે ભેદી ખુન શી રીતે કર્યા તથા તેનો પત્તો છેવટ સુધી શા કારણથી ન મળ્યો વાંચો પાકુ પુઠું કી ૨ા ૩.

**ભવાનીનો ભોગ ભા. ૧-૨**—રજપુત બાલીકાઓના ધીર વીરતાનાં બનાવો વાંચતાં આંખોમાંથી ચોધાર આંસુ વહેવા માંડે છે. પાકું પુઠું કી. ૩ા

**ગોરા**—ડોકટર રવીન્દ્રનાથની પદલાલિત્યવાળી અને ભાવનામય લેખિનીથી લખાયેલા ગ્રંથની પ્રસંસા કરવાની જરૂર નથી. પાકુંપુઠું કી. ૩ા

**અંસરીબાલા**—( સચિત્ર ) આ સામાજિક નવલકથામાં મનુષ્ય જાતિના ભાવ, વીકાર, ચારીત્ર વગેરેનું સુંદર વર્ણન કરવામાં આવ્યું છે. પાકું પુઠું કી. ૩-૦ ૦

**કંચન**—( ભાગ ૧-૨ ) "આનંદસહીત ઉપદેશ મેળવવું આ નવલકથા સર્વોત્કૃષ્ટ સાધન છે. મૂલ્ય પાકું પુઠું કી. ૩-૦-૦

**નૌકાડુબી**—કિંવા આશ્ચર્યઘટના જગવીખ્યાત કવીન્દ્રસર રવિન્દ્રનાથ ટાગોરકૃત નૌકાડુબીનુ શબ્દશ ભાષાન્તર છે. પાકું પુઠું ૩

**ભેદી ખજાનો**—ડીટેકટીવ વારતા ખૂની કોણ છે? ચોર કોણ છે. અને જાસુસ કોણ આખર સુધી સમજાતુજ નથી પાકું પુઠું કી. ૨ા ૩.

**ભેદી ખુન**—ડીટેકટિવ વારતા ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોનાપર આવી પડે છે, વિગેરે અદભૂત બનાવોથી ભરપૂરકી ૨ા

---


આ પુસ્તકના પાના ૯૭ થી ૨૭૬ સુધી સુરત લીમડાચોકમાં આવેલા 'નારાયણ' પ્રીન્ટીંગ પ્રેસમાં મંગળદાસ લલ્લુભાઈ બુકસેલરે છાપ્યાં અને બાકીના પાના ૧ થી ૯૬ અને ૨૭૭ થી ૪૬૮ સુધી 'સુરત બ્હાનપુરી ભાગળને નાકે આવેલા શ્રી 'અનાવિલ' પ્રીન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યાં.